# સંગીત મંજરી.

એટલે

ઈ. સ. ૧૮૮૫ થી ઈ. સ. ૧૯૧૦ સુધીમાં લખાયેલાં
સંગીતોમાંથી કેટલાંકનો સંગ્રહ.

---

તૈયાર કરનાર

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા
એમ. એ. એલએલ. બી.

---



સોલ એજન્ટસ:—
મેશર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની—મુંબઈ.

---

સંવત ૧૯૭૬. ઈ. સ. ૧૯૨૦.

મુંબઈ—'તત્ત્વવિવેચક' પ્રેસ.

---

(કિંમત રૂ. ૧૦/-)

મુંબઈ—ખેતવાડી, બેકરોડ ઘર નં. ૧, ૨ અને ૩ માં 'તત્ત્વવિવેચક'
છાપખાનામાં રા. શ્રીધર વિષ્ણુ કામત એણે છાપ્યું તે હિમ્મતલાલ
ગણેશજી અંજારીયા એણે કાળબાદેવી રોડ ભુલેશ્વર મારકેટ
ઉપર પ્રસિદ્ધ કર્યું.





વર્ષો કંઈ જીવનનાં સુખ દિવ્ય માંહિં
ગાળ્યાં, સખિ! અમિત પ્રેમ રસે છવાઈ;
તેમાં પ્રયત્ન અતિ રંક બધા મહિં તેં
કીધી સહાય તજી સ્વાર્થ સદા ઉમંગે;
જોયો થયો સફળ એક પ્રયાસ, રાચી,
બીજા તણાં ફળની આશ ઘણીય રાખી.
દુર્દૈવ! હા! મિત હતું તુજ પ્રેમવારિ,
તે સીંચી, ખાલી થઈ વાદળી વ્હાલી મ્હારી;
વર્ષી રહ્યું અમૃત ને સહુ આશ સાથે
લઈ રંગ જીવન તણો, ઉડી, હા! અકાલે.
વર્ષો રહ્યાં જીવનનાં સ્મરી પ્રેમ ત્હારો,
વીતાવવાં, પ્રભુ તણી થઈ એજ ઇચ્છા!
તે પ્રેમનાં સ્મરણ સાથ હું રાખું સાંધી,
બીજો પ્રયાસ, સફળ હો તુજ આશ, વ્હાલી!



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

નવી જાતનો પ્રયાસ પણ થોડે અંશે સ્વીકાર પામ્યો છે. તે સ્વીકારની કોટિમાં હજી પણ ફેર થવાનો સંભવ છે, તેથીજ **સંગીત મંજરીની** આ બીજી આવૃત્તિ પ્રકટ થાય છે. પહેલી આવૃત્તિની નકલો બેએક વર્ષ થયાં ખલાસ થઈ ગઈ હતી, છતાં કેટલાંક કારણોને લીધે આટલો વિલંબ કરવો પડ્યો. કાગળના ભાવ, છપામણી ખર્ચ વગેરેમાં કાંઈક ઘટાડો થશે,એવી આશા એ એક કારણ હતું; પરંતુ વસ્તુસ્થિતિમાં સારો ફેર પડે તેવાં ચિન્હો હજી તો દૃષ્ટિમર્યાદામાં પણ દેખાતાં નથી. એટલે વધારે રાહ જોવાનું માંડી વાળ્યું છે.

આ સંગ્રહ વિમિશ્ર પ્રતિનો હોવાથી, અને સંગીત સાથે તેનો ખાસ સંબંધ હોવાથી વખતે તે બહુ પ્રચલિત નહિં થાય એવી શંકા હતી. સદ્ભાગ્યે તે શંકા વાસ્તવિક જણાઈ નથી. સાહિત્ય વાંચનની રસિક દૃષ્ટિએ તેની કદર થવા જેટલું તેનું માહાત્મ્ય વિવેચકોમાંથી થોડાનેજ લાગ્યું છે—પણ તે થોડામાં '**વસન્ત**' અને '**જ્ઞાનસુધા**'નો સમાવેશ થએલો હોવાથી વધારે લોભ રાખવાને કારણ નહોતું—નથીજ. છતાં પણ સંગીત મંજરીના સંગ્રહ પરથી તે સમયની પ્રેમની અને જ્ઞાનની ભાવના, દેશપ્રીતિ, સંગીત શોખ, એ અને એવી બાબતો વિષે, કે સ્વ. ડાહ્યાભાઈ, સ્વ. વાઘજી આશારામ, રા. નથુરામ સુંદરજી, ગુજરાતી નાટક કંપનીના અને બીજી કંપનીના લેખકો એ બધા દ્વારા થએલી લેખ સમૃદ્ધિ વિષે, કે એવાં કોઈ બીજાં દૃષ્ટિ બિન્દુથી ચર્ચા થવાની તો કોઈ તરફથી પ્રવૃત્તિ શરૂ થએલી પણ જણાતી નથી; તો પણ પુસ્તક નજર આગળ હશે તો ભવિષ્યમાં તે તે બાબતો વાચકો વિવેચકોના લક્ષમાં આવશે—પ્રજા જે સદ્ભાવ બતાવી રહી છે તે ચાલુ રહેશે--અને ગુજરાતી સાહિત્યનાં જૂદાં જૂદાં અંગો વિષે ઊહાપોહ થઈ શકશે એવી આશા તો રહે છે.

આ આવૃત્તિમાં સહેજસાજ સુધારો કર્યો છે. કોઈ કોઈ શબ્દના અર્થ નીચે જ આપ્યા છે. રાગ તાલ માટે કાંઈક પ્રયાસ કર્યો છે—તે પ્રયાસનાં સાફલ્ય માટે ચિંતા તો બહુ કરી, પરંતુ અનેકાનેક મુશ્કેલીને લીધે

ચાનું થોડુંજ થઈ શક્યું છે. કોઈ ગોઠવેલ પદ્ધતિઓ બધાં સંગીતોનું સંગીત લેખન થઈ શકતું નથી—માત્ર કાંઈક દિગ્દર્શનજ આપી શકાયું છે. તે કામ રા. જયશંકર કલ્યાણજી ભટની પાસે કરાવ્યું છે અને આશા રાખું છું કે સંગીત શાસ્ત્રીઓ તેની યોગ્ય કદર કરશે.

પુસ્તક પ્રસિદ્ધિ માટે સરળતા કરી આપવા માટે મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપનીનો, છાપ કામમાં કાળજી અને ત્વરા રાખવા માટે ન્યુ-વિવેચક પ્રેસના માલેક તથા મેનેજરનો અને પુસ્તક માટે બતાવવામાં આવેલા સદ્ભાવ માટે વાચક વિવેચક પત્રનો ઉપકાર માનું છું.

ફાલ્ગુન સં. ૧૯૭૬.

હિ. ગ. અંજારિયા.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

કાવ્યમાધુર્યમાં બહુ ભાગે સંગીતકલ્પ કાવ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, આ પુસ્તકમાં 'સંગીતો' નો સંગ્રહ કર્યો છે. આવો સંગ્રહ કરવાની પ્રથમ સૂચના આપણા જાણીતા કવિ રા. ન્હાનાલાલ કવિ તરફથી થયેલી હતી અને તેથી જો આ સંગ્રહ કોઇ પણ રીતે રૂચિકર થઈ પડે તો તેના જન્મ માટેનું માન તેમને ઘટે છે. સંગ્રહની યોજનાની તથા અંદરનાં સંગીતોની પસંદગીની જવાબદારી તો બધી સંગ્રહ કરનારનેજ માથે છે.

આ પ્રયાસ નવી જાતનો છે; તોપણ પહેલા પ્રયાસને મળેલા સત્કાર ઉપરથી આ સંગ્રહ કરવા હિમ્મત આવી છે. આ સંગ્રહમાં જેમ સંસ્કારી સાક્ષરમાન્ય કવિ લેખકોનાં સંગીતો લીધાં છે તેમ પ્રચલિત નાટકોમાંથી પણ ચુંટણી કરી છે. આ વિમિશ્ર પ્રતિનો સંગ્રહ માન્ય થશે કે કેમ એ કહી શકાતું નથી. નાટકના નામ માટેજ અભાવ ધરાવનારા વર્ગને કદાચ અણગમો થાય, અને અન્ય લેખકોનાં જરા અર્થ—આકરાં લખાણોથી પૃથગ્જનની તે તરફ ઉદાસીનતા રહે એવી ધાસ્તી તો છે; તોપણ ગાયનના શોખીન પુરૂષોને કાંઇક સાહિત્યના પ્રદેશમાં ખેંચાય અને નાટકોથી અત્યંત વિમુખ રહેનારા ભાઇઓને તે નાટકોમાંથી પણ ગ્રહણ કરવાનું કાંઈ કાંઈ મળી આવે છે તેવું જણાવી શકાય તો આ સાહસ કંઇક અંશે સફળ થયું એમ મનાશે.

સંગીતોને અમુક ક્રમમાં ગોઠવ્યાં છે; તે ક્રમ રાગ કે લખનારનાં ધોરણે નિર્ણીત થયો નથી, પણ અંદરના વિષયપરજ તેનો આધાર રખાયો છે.

સંગીતકલ્પ કાવ્ય–લિરિક–( Lyrics ) અને સંગીત (Songs) વિષે ચર્ચા પગભર કરવાના હેતુથી પ્રારંભમાં તે વિષે પ્રદેશદર્શક લખાણ કર્યું છે. એ પ્રદેશનિર્ણય પહેલીજ વાર થતો હોવાથી તેની ચર્ચા જેમ વધારે થાય તેમ ગુજરાતી સાહિત્યને વિશેષ લાભ થાય એવું છે; માટે તે વિષે ગુજરાતીભાઇઓ બનતી ચર્ચા કરશે એવી વિનંતિ છે.

આ પ્રયાસમાં જૂદા જૂદા લેખકો તથા પ્રકાશકોએ આપેલી પરવાનગી ખાતર તેમનો તથા મ્હારા અનેક મિત્રો તરફથી–સૂચનારૂપે અને બીજી રીતે જે ઉપયોગી મદદ મને મળી છે તે ખાતર તેમનો બધાનો ઉપકાર માનું છું.

સં. ૧૯૬૬. **હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.**

## સંગીતકલ્પ કાવ્ય–લિરિક–( Lyrics ) અને સંગીત—( Songs ) કોને કહેવાં?

'કવિતા' કોને કહેવી એ વિષય અત્યારે ચર્ચા બહારજ રાખીશું. તે વિષે છુટા છવાયા ઘણા લેખો લખાયા છે; ચર્ચા પણ પુષ્કળ થઈ છે; રા. રમણભાઇનાં 'કવિતા અને સાહિત્ય' માંથી જીજ્ઞાસુને સારૂં જ્ઞાન મળી શકે તેમ છે; એટલે અહિં તો કવિતાના પ્રદેશમાં 'સંગીત' કેટલો ભાગ ભોગવે છે તેજ કહેવાનું છે. 'સંગીત'' નો પ્રદેશ નિર્ણય કરતાં પહેલાં સંગીતકલ્પ કાવ્ય–અંગ્રેજીમાં જેને લિરિક કહે છે તે–વિષે પણ કહેવું પડશે, કારણ કવિતાના વિશાળ રાજ્યમાં આ બે ભાગીદારો સારા ગરાસના ભોગવનારા છે, છતાં હજી સુધી તે સંબંધે બહુ લખાયું હોય એવું જાણવામાં નથી.

'સંગીત' શબ્દ અંગ્રેજીમાં જેને Song સૉંગ કહે છે તેને માટે આંહિ વાપર્યો છે. એ શબ્દ પોતે નવો નથી; અમુક શાસ્ત્ર અને અમુક કળાના અર્થમાં તે વપરાતો આવ્યો છે; આંહિ તે શબ્દના તે અર્થ ઉપર વધારે અર્થનો અધ્યાસ કરવામાં આવ્યો છે. ગવાય તેવી કવિતાને માટે 'ગાયન' શબ્દ વપરાય છે, પણ ગાયન હોવા ઉપરાંત વિશેષ પણ ગુણ ધરાવે તેવી કવિતાનેજ 'સંગીત' નામ આપ્યું છે. તે વિશેષ ગુણ કયો તે કહીશું.

'સંગીત' એટલે કવિતાના વિશાળ પ્રદેશમાં અમુક સ્થાન ભોગવતા કાવ્યલેખ એમ કહેવાથી કવિતા અને ગાવું એ બે એકજ વસ્તુ નથી એમ સમજી શકાશે. આપણામાં તો આજ સુધી કવિતા અને ગાવું એ બે અત્યંત શ્લિષ્ટ પર્યાય જેવાજ થઈ પડ્યા છે. રાગડો તાણી ગવાય નહિ તેને કવિતા કહેવાય નહિં એમ ઘણા લોકોનું માનવું છે.

આ માન્યતા ખરી છે એમ કબુલ કરી શકાય તેમ નથી. આપણામાં પણ કબુલ થયેલી નથી. પુરાતન કાળના આપણા સર્વવંદ્ય વેદોમાંથી ઋગ્વેદની ઋચાઓ ગવાતી નથી, તોપણ તે ઉત્તમ જાતની કવિતા છે

એમ સર્વકાળ સ્વીકારાયું છે. કવિતા બોલવી અને કવિતા ગાવી એ બે જુદીજ વાત છે એમ સર્વ સુધરેલા દેશોમાં મનાયું છે. કવિતાના વિશાળ ક્ષેત્રમાં 'ગવાય તેવી કવિતા' જેને આંહિ 'સંગીત' એવું નામ આપ્યું છે તેનો ઘણો થોડો ભાગ છે. એટલે કે કવિતા અને ગાવું એ બે અર્ધ નારીશ્વરનાં શરીરની પેઠે સદાસંલગ્ન નથી, પણ રાધા કૃષ્ણની પેઠે જુદાં જુદાં છે. આજ ઉપમા વધારે ખેંચીયે તો કહી શકાય કે જેમ રાધાજી કૃષ્ણ વગર રહી શકતાં નથી તેમ 'સંગીત' કવિતા વગર રહી શકે નહિં, પણ શ્રીકૃષ્ણ રાધા વગર ચલવી શકે તેમ જેમાં સંગીતતા ન હોય તે કવિતા હોઈ શકે.

'સંગીત' ત્યારે કવિતા તો હોવીજ જોઇએ. હાલનાં પ્રચલિત ગાયનોથી 'સંગીત' આવી રીતે જુદાં પડે છે. હાલનાં ગાયનોમાં કાવ્યત્વ જરા પણ ન હોય તોપણ તેના રાગને લીધે ઘણાને—પૃથગ્જનને—પ્રિય થઈ પડે છે. 'સંગીત' માં ગાયનનાં ગેયત્વ ઉપરાંત કાવ્યત્વ પણ હોવું જોઇએ. ગેયત્વ તો એક સાધારણ શબ્દ સમુદાયમાં પણ દાખલ કરી શકાય. સ્વરના ઓછા વધારે પલટાથી કાબેલ ગાયક ગદ્યની નાની નજીવી લીટીને પણ રાગરાગણીમાં ઉતારી શકે, પરન્તુ તેટલા માટે તે લીટી 'સંગીત' બની ન જાય. ગાયન શબ્દ જે જે 'ચીજ' રાગમાં ગવાઈ શકે તે બધીને માટે વપરાય છે. 'સંગીત' માં આવાં ગેયત્વ ઉપરાંત કાવ્યત્વ પણ હોવુંજ જોઇએ. આટલો વધારે અર્થ દર્શાવવા માટે 'સંગીત' એ શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. ટુંકામાં ત્યારે, જે કાવ્યલેખમાં રાગમાં ગવાઈ શકવાના ગુણ ઉપરાંત કાવ્યત્વ પણ હોય, જેમાં ગેયત્વ સાથે સાહિત્ય ગૌરવનું અસ્તિત્વ અને કાવ્ય પ્રતિભાનું મનોહરત્વ દૃષ્ટિગોચર થતું હોય તેવા કાવ્યલેખને 'સંગીત' નામ આપવાનો ઉદ્દેશ છે.

હવે ભાગદર્શન. 'કવિતાના' અનેકાનેક પરસ્પર વ્યતિક્રમણ કરનારા ભાગ વિભાગ કરવામાં આવે છે. આપણે તેમાંથી એકાદને અવલખી 'સંગીત' નું ક્ષેત્ર નિર્ણીત કરવા પ્રયાસ કરીશું.

પહેલાં કવિતાના બાહ્ય સ્વરૂપને અવલંબી ભાગ પાડીયે. કવિતા છંદબદ્ધ કે રાગબદ્ધ હોય. છંદની અંદર અક્ષરમેળ કે માત્રામેળ એવા બે ભાગ છે. હમણાં હમણાં અક્ષર કે માત્રાના મેળ વગરની કવિતા લખાવી શરૂ થઈ છે, અને તેવી કવિતા લખનારાઓના બે વર્ગ છે, એક પારસી વર્ગ અને બીજો ગુજરાતી વર્ગ. પારસી વર્ગના લેખકો—આ વર્ગમાં બધા પારસી ભાઇઓજ હોવાથી એ ભાગનું નામ પારસી વર્ગજ રાખ્યું છે—તો અંગ્રેજી માપ ગુજરાતીમાં દાખલ કરવા માગે છે.* અંગ્રેજીનું અનુકરણ એજ તેઓનો મુખ્ય ઉદ્દેશ. અંગ્રેજીમાં શબ્દના એક અંગ ઉપર આવતા ભારથી જેવી રીતે કવિતા લખાય છે તેવીજ રીતે ગુજરાતીમાં પણ થવું જોઇએ એજ તેમની દલીલ છે. પણ અંગ્રેજી અને ગુજરાતી બે ભાષાની બોલવાની પદ્ધતિ તદ્દન જુદી જુદી છે. અંગ્રેજીમાં જેવો પદભાર છે તેવોજ પદભાર ગુજરાતીમાં નથી, અને અંગ્રેજીમાં પ્રત્યય ઉપસર્ગાદિ જુદાં હોવાથી જુદી જુદી લીટીમાં લખી શકાય છે પણ ગુજરાતીમાં તો પ્રત્યય ઉપસર્ગાદિ શબ્દનું અંગજ બની જતા હોવાથી તેમાં તે જુદાં લખી શકાયજ નહિં, એ વાત તે લખનારાઓ કાં તો વિસરી જાય છે અને કાં તો તેની દરકાર કરતા નથી. ગુજરાતી ભાષાનું આવું અંગમોડન કોઇપણ ભાષા સેવક સ્વીકારી શકે નહિં, અને તેથી અંગ્રેજીનાં ધોરણેજ આવો ફેરફાર કરવા ઇચ્છનારા લેખકો પોતાના કાર્યમાં જય મેળવી શકે એવો સંભવ નથી. મેળ વગરની કવિતા લખનારનો બીજો વર્ગ જેને ગુજરાતી વર્ગ કહ્યો છે તેના મૂળ લખનાર તરીકે આપણ નવીન કવિ રા. ન્હાનાલાલ કવિ છે; તેનું અનુકરણ કરનારા કેટલાક થયા છે; તેનાથી કંઇક આગળ વધી, તેની પદ્ધતિમાં સુધારો કરનાર પણ એક *લેખક બહાર પડ્યા છે. આ લેખકો અંગ્રેજીનાં અનુકરણ ખાતરજ નહિં, પણ ગુજરાતી કવિતાલખાણમાં અધુરાં રહેતાં અંગને દાખલ કરવાના ઉદ્દેશથીજ આવાં લખાણ કરવા પ્રવૃત્ત થયા છે. તેમનો મુખ્ય આશ્રય અંગ્રેજીમાં જેને Rhythm રિધમ કહે છે, તેના ઉપર છે. ગુજરાતી વાંચનમાં આવાં રિધમ-'લય' નો

---

* રા. રા. કેશવ હર્ષદ ધ્રુવ.

અત્યંતાભાવ છે એમ તો કોઇ કહી શકશે નહિં. આ 'લય' સ્વરોના આરોહ અવરોહથી, શ્વાસના વધારે ઓછા ભરાવથી, હૃદયના જુસ્સાનાં અથવા બીજા ભાવનાં થોડાં કે ઘણાં પ્રમાણથી ઉત્પન્ન થાય છે. આવા લયના ઉપરજ આધાર રાખી જો કવિત્વભર્યો લેખ લખાય તો તેને ગદ્ય નહિં પણ કવિતાજ કહેવી જોઇએ એવો તેમનો આગ્રહ છે. આવા લયના ઉપર આધાર રાખી લખનારાઓ જો એમજ માનતા હોય કે કોઈ પણ જાતના માપ વગર ગમે તેવાં લખાણને કવિતા તરીકે સ્વીકારાય તો તેમની તે માન્યતા સ્વીકાર્ય ગણાશે નહિં. કારણ ગદ્ય અને કવિતાનાં લખાણમાં જો કાંઈ મુખ્ય ભેદ હોય તો એજ છે કે ગદ્યના કરતાં કવિતામાં અમુક જાતનું માપ, અમુક જાતનું નિયમિત શાસ્ત્ર, અમુક જાતનું ધોરણ હોવુંજ જોઇએ; તેવું માપ રાખી, તેવું શાસ્ત્ર બાંધવા પ્રયાસ કરી, તેવું ધોરણ દાખલ કરવા જો તેવા લેખકોનો વિચાર હશે, અને તે સિદ્ધિ માટે તેમના જીગરપૂર્વક પ્રયાસ થશે તો તો તેમનું લયબંધ લખાણ ગુજરાતી કવિતામાં ઘણી સારી રીતે દાખલ થશે, અને તેવું થશે ત્યારે આપણે કવિતાને લયબદ્ધ, છંદબદ્ધ અને રાગબદ્ધ એમ કહી શકશું.

હજી સુધી તો ગુજરાતી કવિતા માત્ર છંદબદ્ધ અને રાગબદ્ધજ છે એમ કહી અટકશું. માલિની અને વસંતતિલકા, હરિગીત અને ચોપાઈ એ છંદબદ્ધ છે અને હોરી અને પીલુ એ રાગબદ્ધ છે. માલિની અને હરિગીતમાં રાગડો તણાય છે, ગવાય છે, પણ તેમાં ગેયત્વ મુખ્ય નથી. છંદમાં અક્ષર કે માત્રાનાં માપથી બંધાતો લય એજ મુખ્ય છે. રાગ કાઢયા વગર, યતિ સ્થાને અટકીને બોલવામાં આવે તો તે છંદોબદ્ધ કવિતા. કવિતા મટી જતી નથી. જો તેજ કવિતાને બિહાગ કે સોહિણીના રાગમાં ઉતારવામાં આવે તો તેજ કવિતા રાગબદ્ધ પણ થઈ શકે. પણ તેથી ઉલટું હોરી કે પીલુ, કલ્યાણ કે કનરામાં લખાયેલી રાગબદ્ધ કવિતા કોઈ પણ છંદમાં ઉતરવીજ જોઇએ એવું કહી શકાય નહિં. 'સંગીત' શબ્દ રાગબદ્ધ કવિતાનેજ લાગુ પાડવામાં આવ્યો છે. એટલે એટલું તો ચોકસપણે સ્વીકારવું જોઇશે કે 'ગવાઈ શકવાનો ગુણ' એ 'સંગીત'ને માટે આવશ્યક છે.

કવિતાલેખનાં બાહ્ય સ્વરૂપથી ત્યારે એવા નિર્ણયપર આવ્યા કે જે કવિતાલેખ રાગમાં ઉતારેલો હોય, ગવાઈ શકતો હોય તેવા લેખને "સંગીત" નામ મળશે.

પણ તેથી એમ માનવાનું નથી કે જે કાંઈ ગવાઈ શકે તે "સંગીત" કહેવાય. બાહ્ય સ્વરૂપ એજ એક નિર્ણય નિર્દેશ કરનાર નથી. એટલુંજ નહિં પણ ગવાઈ શકે તેવાં બધાં કાવ્યો પણ "સંગીત" કહેવાશે નહિં એમ હવે કહીશું. ગેયત્વ અને કાવ્યત્વ ઉપરાંત પણ "સંગીત" માટે કંઇક વિશેષ યોગ્યતા જોઇએ છીએ. તેનાં બાહ્યસ્વરૂપ પરથી ગેયત્વ છે કે કેમ એ જાણી શકાય અને ગેયત્વ ન હોય તો તો 'સંગીત' બની શકેજ નહિં એટલું પણ નક્કી. બાહ્યસ્વરૂપ પરથી આટલો નિર્ણય કર્યા પછી હવે તેનાં અંતઃસ્વરૂપનો વિચાર કરીએ.

અંતઃસ્વરૂપમાં બે વાત લક્ષમાં રાખવાની રહેશે. એક તો લેખમાં કાવ્યત્વ છે કે કેમ એ અને બીજી લિખિતવિષય વસ્તુનો પ્રદેશ કેવો અને કેટલો છે. બાહ્ય સ્વરૂપે ગેયત્વ માલમ પડે તોપણ અમુક કાવ્યલેખને સંગીત નામ અપાશે નહિં. એક દાખલો આપીએ. પ્રેમાનંદનાં ઓખાહરણ નળ દમયન્તી વગેરે લખાણો દેશીઓમાંજ-રાગમાંજ-લખાયેલાં છે, છતાં તે લખાણોને 'સંગીત' નામ આપી શકાશે નહિં. તે મોટાં આખ્યાનોમાંથી ક્યાંઈ ક્યાંઈ 'સંગીત' મળી આવે ખરાં, પણ તે આખાં આખ્યાનો રાગમાં લખાયેલાં હોવા છતાં અને કાવ્યત્વથી ભરેલાં હોવા છતાં 'સંગીત' કહેવાશે નહિં. તેનું કારણ જાણતાં આપણે સંગીતકલ્પ કાવ્ય લિરિક–સંબંધે પણ થોડું જાણવું પડશે, અને તે માટે કવિતાના આ બે ભાગ–લિરિક અને સંગીત–બીજી કવિતાથી કેવી રીતે જુદા પડે છે તે જણાવવું પડશે.

કવિતાના આવી રીતે ભાગ પડતાં ત્રણ ભાગ થયા. "લિરિક," "સંગીત" અને તે સિવાયની કવિતા જેને સગવડખાતર "કાવ્ય"

કહીશું. આ છેલ્લાં 'કાવ્ય' માં ઘણી જાતનાં લખાણનો સમાંવેશ થાય છે, પણ તે વિવેચનમાં અત્યારે ઉતરવું નથી. માત્ર "કવિતા" જેને કહી શકીયે તેવાં લખાણોમાંથી લિરિક અને સંગીત કોને કહી શકાય એજ અત્યારે કહીશું.

લિરિક અને સંગીત અવશ્યે ટુંકાંજ હોવાં જોઇએ. સંગીત બહુજ ટુંકાં-પાંચ સાત લીટીમાંજ અને બહુ તો કદાચ વીશ પચીશ લીટીનાંજ હોઈ શકે. ગાવાનું હોવાથી તેથી મોટાં લખાણો એક સરખી રીતે ગવાય નહિં અને ગવાય તો કંટાળો આવ્યા વિના રહે નહિં; વળી વસ્તુ નિર્દેશ કરતાં બતાવશું તેમ તેથી મોટાં લખાણની શક્યતાજ રહેતી નથી. લિરિક તેથી મોટાં હોઈ શકે અને વખતે ખંડ કાવ્યની પેઠે સો બસો લીટી સુધી પણ પહોંચે. આ તેના કદ વિષે થયું. વસ્તુ વિષે વિચાર કરતાં કહેવું જોઇએ કે લિરિક અથવા સંગીતકલ્પ કાવ્ય અમુક માનસિક કે શારીરિક-સ્થિતિનું, કે સ્થળનું વર્ણન, નિગૂઢ રહેલા ભાવોને પ્રગટ કરીને, તેથી ઉત્પન્ન થતી લાગણીઓને સ્થાયી ઉત્તેજન આપીને, અને વાચકનાં ચર્મચક્ષુ અને હૃદયચક્ષુ ઉઘાડીને તે વર્ણનમાંથી અનેરાં તેજ પાય છે, અને કવિતા ભોગનું દિવ્ય સુખ આપે છે. તેવાં લખાણનો ઉપયોગ લાંબો કાળ ટકે તેવી અસર કરવામાં, અસ્ખલિત લયથી સંઘટ્ટન પામતી માનસિક વૃત્તિઓને રસમય આંદોલન આપવામાં અને અમુક એક ભાવને, અમુક એક વિચારને, કે અમુક એક ચિત્રને સુંદર, સુશ્લિષ્ટ, શાશ્વત્ સ્વરૂપ આપવામાં થાય છે. એકજ ભાવથી, એકજ વિચારથી, એકજ ચિત્રથી કે એકજ લાગણીના પ્રક્ષોભથી આવા લેખને જન્મ મળે છે, પણ તે ભાવ, તે વિચાર, તે ચિત્ર અને તે લાગણીને પરિપોષણ મળે સૌન્દર્ય મળે, અમરતા મળે માટે જરૂર જોઇતા મદદનીશ ટેકાઓ આપવામાં આવે છે. અને પ્રથમ ઉર્મિને ચિત્રવતી અને ફલવતી કરવાને જે જે સાધનોની જરૂર છે તે બધાનો તેમાં ઉપયોગ કરવામાં આવે છે. આવું હોવાથી વખતે તેમાં, વિરોધી વર્ણનથી અસરની સચોટતા વધારવા કે સરખામણી કરી શકાય તેવી હકીકતો રજુ કરી અસરની સફળતા સિદ્ધ કરવા, ઉર્મિ ફેર પણ થાય છે, સ્થાન ફેર પણ થાય છે, વિચાર ફેર પણ

થાય છે અને સંજોગ ફેર પણ થાય છે. લક્ષ માત્ર એટલુંજ હોય છે કે જે લખાય તે બધું ભાવમય, ચિત્રમય, અને સુઘટિત તથા સંકલિત હોવું જોઇએ. તેમાં અભિવાંછિત પરિણામ સચોટ રીતે લાવવા કદાચ એકાદ નાની વાર્તા પણ લખી શકાય; જે ચિત્ર હૃદય આગળ ખડું કરવાનું છે તેને માટે 'ભોં' તૈયાર કરવા આરંભસૂચક વર્ણન પણ કરી શકાય અને મૂળ ઉદ્દેશને સહાયકારી થઈ પડે તેવા ટુંકા અવાન્તર વિષયની છાંટ પણ નાખી શકાય. તેના દ્રષ્ટાંત તરીકે લઇએ કલાપીનું 'તુલસી.' અમુક પ્રસંગના, અમુક જાતના અકસ્માત સંમેલનથી માણસોના વિચારમાં કેવા કેવા અતિવિરોધી ફેરફાર થઈ જાય છે એ બતાવવું, અને તેને પરિણામે 'પાસા નાખે જનો સર્વે, દા દેવો હરિ હાથ છે' એ સત્યને વાચક હૃદયમાં ઠસાવવું એવો એ કાવ્યનો હેતુ કહી શકાય. તે હેતુ સફળ થયો છે એમાં કોઇથી ના કહી શકાય તેમ નથી. તેજ હેતુ માટે દશ પંદર કડીમાં તે સત્ય જણાવ્યું હોત તો બની શકત. પણ તેમ કરવાથી વાચકને તુલસી વાંચ્યાથી જે સ્થાયી અસર થાય છે તેવી થવાની આશા રખાય નહિં. તે હેતુ સારી રીતે સફળ કરવા માટે નાની વાર્તાથી વાચકનાં હૃદયમાં જીજ્ઞાસાનો ઝરો વહેવરાવ્યો; પછી, તેવી અસર ઉત્પન્ન કરવા અનુકૂળ સંજોગો, અને ભાવમય વિચારોથી ભોં તૈયાર કરવામાં આવી; કોમળ ટુંકાં, સંજોગોને અનુકૂલ વર્ણનથી તે સચિત્ર કરવાની શરૂઆત થઈ અને હળવે હળવે વાર્તા એવા રસથી વહેવરાવી કે મૂળ હેતુ સાધવામાં તે બધું લખાણ બહુજ કામનું થઈ પડયું. આવી રીતે તેમાં પહેલેથી છેલ્લે સુધી ભાવ, સુંદર વર્ણન, બોધક વિચારો અને લલિત શબ્દસંભાર ભરેલા છે; જે દરેક, મૂળ હેતુ પરિપૂર્ણ કરવામાં ઉપયોગી મદદ આપી, લખાણની અસર સ્થાયી અને મનોહર બનાવે છે. બીજાં દ્રષ્ટાંત તરીકે લઇએ બ. ક. ઠાકોરનું આરોહણ. સંસારમાંથી ઉંચે ચડવા ઇચ્છનારની તૃષા કેવી અતૃપ્ત રહે છે, અને ઉપરજ ઉપર જવાની વૃત્તિ કેવી સબળ હોય છે, તે વળી સમુદાયમાંથી કોઈ એકાદનીજ, ઉચે ચડનારને કેવો આનંદ, કેવું જ્ઞાન, અને કેવું સુખ મળે છે એ બતાવવાના હેતુથી

લખાયેલું કાવ્ય આબેહુબ વર્ણન અને પ્રૌઢ વિચારોથી ભરપૂર છે અને વાચકને સતત સુખનું લ્હાણું આપે છે. તેમજ કલાપીનો એક ઘા, નરસિંહરાવનું સહસ્રલિંગ તળાવના કાંઠા પાસેથી પાટણ, ના. દ. કવિનું વીરાંગના વગેરે લખાણોનો લિરિક નાં કુંડાળામાં સમાવેશ થાય છે.

આવાં લિરિક–ગેયત્વનો ગુણ જોતાં, કાવ્ય અને સંગીતની વચમાં રહે છે; જેમાં કાવ્ય અને સંગીત બંનેના અંશો ભળેલા હોય, પણ જે સંગીત કરતાં કાવ્ય તરફ વધારે ઢળતાં હોય, છતાં જેને વિચાર હોય તો સંગીતમાં વાળી શકાય તેવાં હોય તે લિરિક. બીજી કવિતાઓ કરતાં લિરિક માં આટલી વિશેષતા હોય છે. તેઓમાં રાગ એ મુખ્ય કે આવશ્યક ગુણ નથી પણ રાગમાં ઉતરવાની શકયતા તો તેમાં હોવી જોઇએ. આ ઉપરથીજ તેને 'રાગધ્વનિ કાવ્ય' એવું નામ રા. નરસિંહરાવ તરફથી અપાયેલું છે. તે નામ સંપૂર્ણ અર્થની માહેતી આપતું નથી એમ લાગવાથી તેના બીજા ગુણને પ્રાધાન્ય આપી તેને માટે 'રસધ્વનિ કાવ્ય' એવું નામ યોજાયું. તે બંને કરતાં સંગીતકલ્પ કાવ્ય એ નામ વધારે અર્થજ્ઞાપક લાગે છે, પણ તેવા નવાં નામનાં ઝઘડામાં ઉતરવાના કરતાં લિરિક એજ નામ રાખવામાં આવે તો સર્વ વાચકો એકદમ સમજી શકે એવી માન્યતાથી અંગ્રેજી નામજ સ્વીકારવું યોગ્ય ગણ્યું છે.

આવાં લિરિક–શુદ્ધ લિરિક–આપણા કવિતાભંડારમાંથી બતાવી શકીયે તેવો બહુ સંભવ નથી, તેમ છતાં તેવાં લખાણોથી સંસ્કૃત કાવ્ય ભંડાર ઉણો છે એમ પણ નહિં કહેવાય. ઋગ્વેદનાં સૂક્તોમાંથી ઘણાંને સંપૂર્ણ યોગ્યતાથી લિરિક કહી શકાશે. શ્રીમદ્ ભાગવત્‌નું ગોપીગીત, જયદેવના ગીતગોવિંદમાંના કેટલાક છુટક શ્લોકો અને શ્લોકસમુદાયો, કુમારસંભવમાંનો રતિ વિલાપ અને રઘુવંશમાંનો અજવિલાપ, શાકુન્તલનો યાસ્યત્યદ્ય શ્લોક અને ઉત્તર રામચરિતના ज्वलति हृदयं આદિ કેટલાક અકેક શ્લોકને લિરિક નામ આપી શકાય. ઇ. સ. ૧૮૫૦ સુધીમાં લિરિક નામ આપી શકાય તેવાં કાવ્યો મ્હારા જાણવામાં નથી *

*

ત્યાર પછી ઘણાં લખાયાં છે અને ખાસ કરી ૧૮૮૫ પછી તો સંખ્યાબંધ લખાવા માંડ્યાં છે એ કાંઈ હાલના વાચકોથી અજાણ્યું હોયજ નહિં.

લિરિક–સંગીતકલ્પ કાવ્ય–સંબંધે આટલું કહી હવે 'સંગીત' જેને અંગ્રેજીમાં Songs કહે છે તેનો પ્રદેશ નિર્ણય કરીએ.

લિરિકમાં સંગીતતાની શક્યતા હોવી જોઇએ એ તો કહ્યું છે. તેઓ બધાં ઘણે ભાગે છંદબદ્ધજ હોવાં જોઇએ, બહુ તો ગરબી, કે તેવા અર્ધ રાગમાં પણ લખાય. રાગમાં લખાયાં હોય તે પણ જ્યાં સુધી રાગમાં ઉતારાય નહિં, અને અમુક લયથીજ બોલાય, ત્યાંસુધી તેઓ લિરિકજ કહેવાશે. રાગમાં ઉતારાયા પછીજ 'સંગીત' બનશે. આમ લિરિક અને સંગીતના સીમાડા જુદા પાડી, આંકી શકાય તેવું નથી. એકજ કવિતા લિરિકના બધા ગુણો ધરાવતી હોય તો લિરિક કહેવાય અને તેજ જો અમુક રાગમાં ઉતારાય અને હવે પછી 'સંગીત' ના બતાવવામાં આવનાર પ્રદેશમાં દાખલ થઈ શકે તો તે સંગીત પણ કહી શકાય. એટલે કે ગાન એજ લિરિક અને સંગીત વચ્ચેનું વિભેદસૂચક લક્ષણ છે. લિરિકમાં ગાનની શક્યતા છે, સંગીતમાં ગાનની આવશ્યકતા છે.

ગાનના વહેવાથી જેવો *અખંડ દ્રાવ સંગીત સાંભળતાં શ્રોતાઓ અનુભવે છે તેવો અખંડ દ્રાવ લિરિકના સાંભળવાથી કે વાંચવાથી પ્રાપ્ત

---

* સંગીત અને લિરિકનાં પરિણામે ઉપજતી અસરનું એક બીજું પણ કારણ છે. લિરિકના સંપૂર્ણ આસ્વાદાન માટે સહૃદયતા અને સંસ્કારના સારા પરિપાકની જરૂર છે. આવી સહૃદયતા અને સંસ્કાર મગજના ગુણો તરીકે કેળવાવા જોઇએ. સંગીતના આસ્વાદન માટે કર્ણના સંસ્કારની અને ગાનની કદરદાનીના પરિપાકની જરૂર છે; એટલે કે લિરિક સમજ શક્તિ બુદ્ધિદ્વારા આનંદ આપે છે અને સંગીત કર્ણદ્વારા આનંદ આપે છે. સંપૂર્ણ સંસ્કારી વાચકને લિરિક વાંચતાં પણ પરિપૂર્ણ દ્રાવનો અનુભવ થાય એ બનવા જોગ છે; તો પણ તેનું તે લિરિક જો તેને તે વાચક સંગીત તરીકે સાંભળે તો તેજ પરિપૂર્ણ દ્રાવના આસ્વાદનમાં અને હૃદયની તુષ્ટિમાં ફેર રહેશે.

થતો નથી. ગાનનાં શ્રવણથી લાગણીઓ દ્રવે છે, ભાવ પીગળે છે, હૃદય ધ્રૂજે છે, અને શરીર રાગમય બની જઇ ગાનરસમાં વિલીન થઇ જાય છે. 'સંગીત' શ્રવણથી થતો આ અનુભવ, લિરિકનાં વાંચન શ્રવણના અનુભવથી આ બાબતમાં જૂદો પડે છે. લિરિકના વાંચન શ્રવણથી આ દ્રાવ આટલો બધો આર્દ્ર થતો નથી; ભાવનું અને લાગણીનું રસમય અને અસર કારક વર્ણન હોવાથી લિરિક વાંચતાં સાંભળતાં હૃદય દ્રવે છે, અને લાગણીયો કમ્પે છે એ ખરૂં છે, તોપણ તે દ્રાવ શિશિરના કુમળા સૂર્યના નરમ તાપથી પત્થર મટી મધ્ય સ્થિતિ ભોગવનાર બરફના અંશતઃ દ્રાવ જેવો, અને તે કમ્પ વસંતની લલિત લહરીથી કમ્પાયમાન થતાં કોમળ ગુલાબપત્રના ઇપત્કમ્પ જેવો છે. અર્થાત્ લિરિકનું અને સંગીતનું ફૂળ તો લગભગ સરખુંજ કહી શકાશે. ફેર માત્ર એટલો કે લિરિકમાં ઝીણી ઝીણી, આછી આછી, મૃદુ મૃદુ સંગીતતા અનુભવાય છે, તેમાં સંગીતની ચટકીજ હોય છે, કવિતામાં સંગીતની છાંટજ માલમ પડે છે, જ્યારે સંગીતમાં તો સંગીતતાજ મુખ્ય છે, સંગીતતાજ તેનો દેહ અને તેજ તેનો આત્મા છે.

સંગીત વિષે ગેયત્વ માત્ર નહિં પણ ગાનજ સંગીતનું ખાસ લક્ષણ છે એ તો કહેવાઈ ગયું. ગાનાનંદનો અનુભવ આપવો અને पंचमश्चोपवेदः જે ગાન તેના શ્રવણથી મળતા દિવ્યસુખની લ્હાણી કરવી એજ સંગીતનું મુખ્ય કામ છે. પણ તે આનંદ સુંદર અને સુખદ ત્યારેજ મળે છે કે જ્યારે ગાનની સાથે બીજા ઉંચા ગુણોની હાજરી હોય. હાલનાં ગાયનોમાં ગાન હોય છે, પણ ખરા આનંદનાં બીજાં પોષક તત્વો ન હોવાથી ક્ષુદ્ર પ્રતિનુંજ સુખ આપી શકે છે અને તેથી ક્ષુદ્રજનોજ તુષ્ટિ પામે છે. ગાન સાથે કાવ્યત્વ હોય ત્યારેજ એનો સુંદર યોગ સુખદ વિલાસ આપનાર બને છે. પણ એક કવિતાને સંગીત કહેવા માટે ગેયત્વ અને કાવ્યત્વ ઉપરાંત તેના વસ્તુપર પણ લક્ષ રાખવું જોઇએ. સંગીતનો પ્રદેશ ઘણો સાંકડો છે. કવિતાના વિશાળ ક્ષેત્રમાં કાવ્ય ઘણો મોટો હિસ્સો ભોગવે છે. લિરિક તેથી નાના હિસ્સાનો ભાગદાર છે અને સંગીત તો તેથી પણ બહુ નાનો ગરાસ ધરાવે છે. લિરિકમાં મુખ્ય ઉદ્દેશ એક હોય પણ તેને સબળ

કરવા, તેને શોભાવવા, તેને ફળીભૂત કરવા, અન્ય વિચારો, અન્ય ઉર્મીઓ, અર્થ સમર્થક ઉપમાઓ અને સમાન ભાવ કે વિરોધી ભાવનાં આલેખનથી મૂળ લક્ષને પરિપોષણ આપનારાં વચનોની ગુંથણી કરાય છે, કરવી પડે છે. પણ સંગીતમાં તો આ બધાની જગા રાગથીજ–ગાનની મીઠી લ્હીજતથીજ–પૂરી શકાય છે, માટે તેવી એકે બાબતની સંગીતમાં જરાસરખી પણ જરૂરીયાત નથી. સંગીતનું કામ તો એકજ વખતે, એકજ ઘટિકામાં, એકજ પ્રસંગને લીધે ઉશ્કેરાયેલ એકજ વૃત્તિને, એક સંતાનવાહી વિચારમાં પરિસ્ફુટ કરી, તેના સહચારી ભાવોને સંગીત લયથી કે એકાદ શબ્દથી ઈષદ્ ઇષદ્ હલાવી, તે સ્થિતિનું નાનું પણ પરિપૂર્ણ ચિત્ર આપવું એટલુંજ છે. તેમાં અન્ય ઉર્મીને સ્થાન આપવાથી સ્રોતભંગ થાય છે, તેમાં રાગથી શ્રોતાનાં હૃદય તૈયાર બની જતાં હોવાથી કાંઇ પૂર્વ ઘટનાની ભોં રચવી પડતી નથી; તેમાં તો માત્ર જે સ્થિતિ કે જે ભાવનું વર્ણન થતું હોય તેને શરીરવાન કરવા સરળ, અર્થભર પણ બહુજ થોડા શબ્દોનો ઉપયોગ કરવાનો છે. કાવ્ય કે લિરિકને મદદ આપનાર અલંકારસૈન્ય કે શોભા આપનાર સુંદર ભાવોની હારમાળા સંગીતમાં પયોગી નથી. તેમાં તો એકજ ભાવ, એકજ વિચાર, એકજ લાગણી, મકજ ટુંકું ચિત્ર, બહુજ તાદૃશતાથી આલેખવાનું છે, અને તેમાં ઘણો ભાગ તો રાગ–ગાનલયજ–પૂરો પાડે છે. તેમાં એકના એક વિચારને જુદા જુદા શબ્દોથી ફરી ફરી જણાવવો એ પુનરૂક્તિ નથી, એકજ ભાવને જન્મ આપી તેને પોષણ આપતા અનેક શબ્દોનો સાર્થ-જો સાર્થ હોય તો-બહુ કિંમતી સેવા બજાવે છે; કથ્ય વિષયમાં તન્મયતા સિદ્ધ કરવા માટે એક વાર લખેલા શબ્દો પણ ગાવામાં બે, ત્રણ કે વધારે વાર તાન પલટાથી, લય ફેરથી કે સુરાવટની સળંગતા મેળવવા ખાતર બોલાય છે.

સંગીત ત્યારે એકજ વિચાર કે એકજ ભાવને માટે લખાવાં જોઇએ. તેમાં વાર્તા કે લાંબાં વર્ણનો અસ્થાને ગણાય છે. વાર્તા બહુજ ભાવભરી, હૃદયને પીગળાવનારી, પૂર્વ પ્રસંગની ગેબી યાદ આપી લાગણીઓને વહેતી કરનારી હોય તોપણ તેવાં લખાણોને સંગીત કરતાં લિરિક તરીકે સ્વીકારવાં યોગ્ય છે–એટલે કે તેને લિરિક તરીકે બોલાવાથી જે યોગ્ય

અસર થાય છે તેવી અસર રાગ કાઢી ગાવાથી થતી નથી*. આમ સંગીતનો પ્રદેશ બહુ સાંકડો થઇ જાય છે પણ ગાયનની શક્તિ વિશ્વ મોહક હોવાને લીધે તેની અસર ઘણીજ વધારે થાય છે. શબ્દાર્થ ન સમજાય તોપણ રાગને લીધેજ ગાયનો સર્વપ્રિય થઇ પડે છે અને તેથી પોતાના અતિ ટુંકા ક્ષેત્રથી પણ સાહિત્ય પ્રદેશમાં 'સંગીત' બહુજ મોટી સેવા બજાવી શકે છે.

આંટલાં લંબાણુથી કહ્યું તે ટુંકામાં જણાવીએ તો સાર નીકળે છે કે સંગીતકલ્પ કાવ્યો-લિરિક-ઘણે ભાગે છંદબદ્ધ હોય છે, તેમાં ગાન પ્રત્યક્ષ અને પ્રકટ સ્વરૂપમાં હોતું નથી તોપણ ગાનાનંદની મોજ આપે તેવી સતત વહેતી આછી આછી સંગીતતા તેમાં વ્યાપેલી હોય છે, અને નાનાં લિરિક તો ગાનક્ષમ-જેને ગાયનમાં ઉતારી શકાય તેવાં-હોય છે. તેનો પ્રદેશ ટુંકો હોય છે. તેની મર્યાદા આંકેલી હોય છે. વસ્તુ રસ અને ભાવ ભર્યું હોય છે. વાર્તા હોય તો નાની, એકજ વિચારને કેળવી સિદ્ધ કરનારી, અમુક બદ્ધ સ્વલ્પ ક્ષેત્રમાં વિચરનારી, અને હૃદયની લાગણીયોને સ્પર્શી કરી ધ્રુજાવનારી હોય છે. અલબત તે એકજ વિચાર કે ભાવ કે ચિત્રને પોષણ આપનારાં તત્વોનો સંસ્કૃત ઉપયોગ કરવાથી લિરિકની 'લિરિકતા' ઘટતી નથી પણ તે બધાં તત્વો મૂળ હેતુ સિદ્ધ કરવામાં અવશ્યક સેવા બજાવનારાંજ હોવાં જોઇએ, અને કથ્ય વિષયની ભોં તૈયાર કરવામાં અગર તો તેનું ચિત્ર સંપૂર્ણ કરવામાં ઉપયોગી હોવાં જોઇએ.

'સંગીત' બધાં રાગબદ્ધજ હોય. રાગમાં ગવાય ત્યારેજ 'સંગીત' બને. લયથી વંચાય તો તેજ 'સંગીત' નાનાં લિરિક કહેવાશે, પણ જ્યારથી તેને રાગમાં ઉતારવાની શરૂઆત થઈ ત્યારથી તે 'સંગીત' કહેવાય. એટલે કે ગાન એજ સંગીતનો આત્મા ગણાય. આવાં 'સંગીત' નો પ્રદેશ લિરિક કરતાં પણ સાંકડો છે. લિરિકમાં જે જે મદદ બીજાં સાધનો આપે છે તે તે મદદ સંગીતમાં રાગ આપે છે; એટલે એક વિચાર

* ઉદાહરણ-સૌભાગ્યસુન્દરીની 'એક સાંજને સમે' વગેરે લીટીઓ લિરિક તરીકે ઘણી સારી કહી શકાશે. પણ તેમાંજ સૌભાગ્યની મા પોતાનો ઇતિહાસ રાગમાં કહે છે તે જરા બેહુદું જણાય છે.

કે ભાવ કે ચિત્રનું સ્વરૂપ પ્રત્યક્ષ અને અસરકારક કરવા જે જે પોષક તત્ત્વોનો લિરિકમાં ઉપયોગ થાય છે તે તત્ત્વો સંગીતમાં નકામાં થઈ પડે છે; તેવાંનો ઉપયોગ થયો હોય તો સંગીત જરા દોષવાળું પણ ગણાય; સંગીતમાં તો એકજ ઉર્મિ, એકજ ભાવ, એકજ વિચાર, કે એકજ ચિત્ર ઓછામાં ઓછા શબ્દોથી જણાવાય છે. ગાન જે ભોં તૈયાર કરે તેમાં પ્રકટ અવતાર દર્શાવવા પૂરતાજ શબ્દો વપરાય છે, એકના એક શબ્દો ફરી ફરી પણ લખાય છે, ન લખ્યા હોય તોપણ બોલાય છે, અને 'ઉત્કૃષ્ટ પ્રતિના ગાનાનંદને સંપૂર્ણ દિવ્યતા સમર્પે તેવા ઉન્નત વિચારજ દર્શાવાય છે. આવી જાતનાં સંગીતોની મર્યાદા લિરિક કરતાં પણ બહુ ટુંકી થઈ રહે છે, પણ ગાનની મીઠાશ અને ગાનની મોહનીથી લિરિક કરતાં પણ તે તરત અસરકારક થાય છે અને તેથી તરત પ્રિય થઈ પડે છે.

આપણાં સાહિત્ય શાસ્ત્રમાં લિરિક અને સંગીતનો ભેદ પ્રકટ રીતે દર્શાવાયો હોય એવું જાણવામાં ન હોવાથી આટલું વિવેચન જરૂરનું ગણ્યું છે. આગળ કહ્યું છે કે લિરિક જેવાં લખાણો સંસ્કૃત કાવ્યોમાંથી મળી આવે છે, પણ આપણી જુની ગુજરાતી કાવ્ય સંપત્તિમાં દૃષ્ટિગોચર તાં નથી. ગુજરાતીમાં તો ઈ. સ. ૧૮૫૦ પછીજ તેવાની શરૂઆત થઈ અને ઈ. સ. ૧૮૮૫ પછી સંસ્કારભર્યાં શુદ્ધ લિરિક છપાવા લાગ્યાં. 'સંગીતો' તો સંસ્કૃતમાં પણ છે, અને ગુજરાતીમાં પણ લખાતાં આવ્યાંજ છે. સામવેદમાં ઘણાં શુદ્ધ સંગીતો કહી શકીયે તેવાં ગાનો છે. જયદેવનું ગીત ગોવિંદ અષ્ટપદી–સંગીત–થીજ ભરપૂર છે; જુની ગુજરાતીમાં ભાલણનાં રામ બાળલીલામાંનાં કેટલાંક પદ, નરસિંહ મહેતાનાં કેટલાંક પદ, પ્રેમાનંદનાં દશમસ્કંધમાં, ભ્રમર પચ્ચીશીમાં, નાટકોમાં અને કોઈ કોઈ આખ્યાનમાં અંતરગત સંગીતો ઘણાં માલમ પડે છે; દયારામનો વિજય 'સંગીતો' થીજ થયો કહેવાય, અને નર્મદ દલપતે પણ સંગીત કહી શકાય તેવાં કાવ્યો લખેલાં છે. નવા જમાનામાં નાટકોએ તે કામ પૂરી તત્પરતાથી ઉપાડયું છે, પણ પૃથગ્જનની વૃત્તિને માટે દરકાર કરનારાં તે નાટકો સંગીતના કરતાં ગાયનોજ લખવા મંડી પડ્યાં છે. 'ગુજરાતી' નાં અજબકુમારી તથા નથુરામનાં કુમુદચંદ્ર જેવાં સંગીતથી ભરેલાં

નાટકો જવલ્લેજ મળી આવે છે; તોપણ તેમાંથી પણ છુટાં છવાયાં સંગીતો ઘણાં મળી આવે છે એ ખુશી થવા જેવું છે. બીજા લેખકોમાં શુદ્ધ ઉંચી પ્રતિનાં સંગીતના લખનારા ઘણા છે, જેમાં સદ્દગત ભોળાનાથભાઈ, બાલાશંકર ઉલ્લાસરામ, મણિભાઈ નભુભાઈ, હરિલાલ હર્ષદરાય ધ્રુવ, તથા રા. નરસિંહરાવ, મણિશંકર રત્નજી ભટ્ટ, ન્હાનાલાલ દલપતરામ, ખબરદાર અને લલિતનાં નામ ગણાવી શકાય તેવાં છે. આવા લેખકો વધો અને ગુર્જર સાહિત્ય દિનપ્રતિદિન નવાં નવાં લખાણોથી સુશોભિત અને પૂર્ણ બનતું જાઓ એમ પ્રભુ પ્રતિ નમ્ર પ્રાર્થના છે.

**હિંમતલાલ ગણેશજી અંજારિયા.**



# અનુક્રમણિકા.

(પહેલી લીટી પ્રમાણે.)

# રાગ તાલનું સૂચીપત્ર.

| ક્રા. અં. | રાગ. | તાલ. |
|---|---|---|
| ૬૮,૬૯ | કેરબો | |
| ૭૦ | માઢ | |
| ૭૧થી૭૫ | ગરબો | હીંચ |
| ૭૬ | સોરઠ | ખેમટો |
| ૭૭ | ગરબો | |
| ૭૮ | ગરબો | (હાલરડું) |
| ૭૯ | હાલરડું– માતા જશોદા ઝુલાવે એ ઢબ | |
| ૮૦ | ગરબો | હીંચ |
| ૮૧ | બિહાગ | દાદરા |
| ૮૨ | ખમાચ | ઠુમરી |
| ૮૩ | પહાડી (ગઝલ) | |
| ૮૫ | ખમાચ | ત્રિતાલ |
| ૮૬ | કાનડા | ,, |
| ૮૭ | માઢ | ,, |
| ૮૮ | કાનડા | ,, |
| ૮૯ | માઢ | (ભજન) |
| ૯૦ | ગરબો | |
| ૯૧ | ખમાચ | જલદ ત્રિતાલ |
| ૯૨ | ભીમપલાસ-ખેમટો | |
| ૯૩ | કોરસ | દાદરા |
| ૯૪ | ગરબો | હીંચ |
| ૯૫ | ભીમપલાસ–ખેમટો | |
| ૯૭,૯૮ | કલ્યાણ (ગઝલ) | |
| ૧૦૦ | ભજન | |
| ૧૦૧ | સોરઠ (ગઝલ) | |
| ૧૦૩ | ભજન | |
| ૧૦૪ | કવ્વાલી | લાવણી |

| ક્રા. અં. | રાગ. | તાલ. |
|---|---|---|
| ૧૦૫,૦૬ | ભૈરવી | ઠુમરી |
| ૧૦૭ | કવ્વાલી (ગઝલ) | |
| ૧૦૮ | સારંગ | ખેમટો |
| ૧૧૧ | માઢ | દાદરા |
| ૧૧૨ | સોરઠ | ત્રિતાલ |
| ૧૧૩ | ભજન | |
| ૧૧૪ | ખમાચ | ઠુમરી |
| ૧૧૫ | ખમાચ | દીપચંદી |
| ૧૧૭ | ગરબો | હીંચ |
| ૧૧૮ | કલ્યાણ | દીપચંદી |
| ૧૧૯ | ઢીંડી | દાદરા |
| ૧૨૦ | ખમાચ | ઠુમરી |
| ૧૨૧થી૧૨૪ | ગરબો | હીંચ |
| ૧૨૫ | ઝીંઝોટી | દાદરા |
| ૧૨૬ | કવ્વાલી (ગઝલ) | |
| ૧૨૮ | ભૈરવી | દાદરા |
| ૧૨૯ | સોરઠ | ખેમટો |
| ૧૩૦ | જીલ્લો | ,, |
| ૧૩૧ | કલ્યાણ | દીપચંદી |
| ૧૩૨ | સોહીણી (ગઝલ) | |
| ૧૩૩ | ,, | ત્રિતાલ |
| ૧૩૪,૩૫ | ગરબો | હીંચ |
| ૧૩૬ | માઢ | (ગરબી) |
| ૧૩૭,૩૮ | ગરબો | હીંચ |
| ૧૩૯ | પહાડી (ગઝલ) | |
| ૧૪૦થી૧૪૨ | ગરબો | હીંચ |
| ૧૪૩ | ધનાશ્રી | ત્રિતાલ |
| ૧૪૪ | માઢ (ગઝલ) | |

# સંગીત મંજરી.

૧

કરૂં પ્રભુને હું પ્રણામ, સંપૂર્ણ પ્રેમ ધરીરે પ્રભુ—કરૂં૦
અચલ અગોચર ત્રિભુવન વ્યાપક પ્રભુ છો અંતર્યામ,
તુજ યશ મહિમા ગુણ ગાવાને વાણી પામે વિરામ,
મતિ નહિં ચાલે જરીરે પ્રભુ—કરૂં૦
[1]અનુગ્રહથી અવગુણ ન જુવો કરૂણા સાગર નામ,
જીવ તણા પરિપાલક જાણું રાખી ચિત્તમાં હામ,
ભવથી જાઉં તરીરે પ્રભુ—કરૂં૦
અગણિત મેં અપરાધ કીધા છે નવ પામું કહીં ઠામ,
અતિ કરૂણા પ્રભુ કરી મુજ ઉપર આપો અવિચળ ધામ,
ધીરજ ધારૂં ખરીરે પ્રભુ—કરૂં૦
સૃષ્ટિ તણી રચના રચી પોતે [2]પૃથક્ રહ્યા નિષ્કામ,
ભક્તિ થકી ભગવંત પમાશે દાસ હું જાણું આમ,
અતિ સત્તા પ્રસરીરે પ્રભુ—કરૂં૦
સર્વ કાલ હું શરણ તમારે અન્ય નહિં વિશ્રામ,
ઐહિકામુષ્મિક સુખ આપી સફળ કરો શુભ કામ,
કરૂણા પૂર્ણ કરીરે પ્રભુ—કરૂં૦

ભોળાનાથ સારાભાઈ.

---

૧ કૃપા. ૨ અલગ; નિરાળા. ૩ ઐહિક=આ જગતનું; આમુષ્મિક=બીજી દુનિયાનું, પરલોકનું.

૨

જય રઘુનંદન! વિભુ! કરૂં વંદન—ધ્રુવ૦

વેદ નિવેદિત એક અનેક તું
મંગળ તું મનરંજન— જય૦
શેષ રહિત સંપૂર્ણ સ્વરૂપ તું
પુરૂષ પુરાણિક કુંદન!— જય૦
ભવ દુઃખ ભંજન! અંધનું અંજન!
શીતળ તું [1]રસસ્યંદન— જય૦

લલિત.

---

૩

ચાલો સાહેલી (૨) ભુવનેશ્વરીનાં, સહુ મળીને દરશન કરીએ,
દુઃખ હરનારી, સુખ કરનારી, મૂર્તિ માની અંતર ધરીએ;
ભાવ ધરી જો પૂજન કરીએ તો ભવ સિંધુથી તરીએ;
ચુવા ચંદન કુમકુમ કેસર [2]અરચન કરીને મન ઠરીએ,
અબીલ ગુલાલ ને પુષ્પ માળથી માને વધાવી મંદીર ભરીએ—
ચાલો સાહેલી૦

(ગુજરાતીઃ સૌભાગ્ય સુંદરી.)

---

૪

સગુણ એ બ્રહ્મ સમાં સાકાર, નમું મુજ માત તાતને પાય,
જનની જનકના ચરણ શરણથી જનમ મરણ ભય જાય—
નમું મુજ માત તાતને પાય૦ ધ્રુવ.

---

૧ રસને વહેવડાવનાર; રસ ઝરો. ૨ પૂજા.

અમી ભરીએ વત્સલતાનાં સ્નાન પાન કરનાર,
સ્મિતમય મધુરાં દુધમલ બાલક વ્હાલપનાં ગીત ગાય--
નમું મુજ માત તાતને પાય--સગુણ૦

વ્હાલ તણા [1]વિનિમયના બળથી સરળ થાય સંસાર,
એ સુખ સાધનની સેવાનું ભુલાય ક્યમ સદ્‌ભાગ્ય;
નમું મુજ માત તાતને પાય-સગુણ૦

લલિત.

---

૫

મીઠા અમીરસે, રસેલી, ભરેલી આ! કવિવરોની મોરલી
બેની તારા મધુર મંજુલ ગાને અમઉર રસબસ કરી જજે;
ઉંડેરા તુજ ગૂઢ હૃદય પ્રાન્તોમાંથી—
હળવે બેની, દિવ્યરસ ધાર રેલી જજે;
તાપે તપેલાં હૈડાં આ અમ, બળ્યાં બળ્યાં થઈ રહ્યાં,
હૃદય તાપ સમાવવા રસદ બેની—
હળુ હળુ હલકી, સુખદ અમોઘ શાન્તિ વરસી જજે;
સરલાં, તરલાં,
ગંભીરાં ગાણાં ગાજે,
વિભુની વિશુદ્ધિ વાજે,
પંચમના સુર પુરી—
પાંચેને રસે છાજે;
લળી લળીને બેન વિનવું, તું સરલ રસ ધારે રેલજે,
લાલિત્ય ભર્યાં મુખડેથી હૃદયનાં પટ ખોલજે;

"રસ" "રસ" કરી જજે;
ના શ્રમસાધ્ય રસ વરસતી,
એની બળેલાં, ઝળેલાં તૃષિત હૈયાને,
શ્રમિત કરવાની ઘડી નથી;
વહેલી વહેલી ધખતી ધરતીને શીતળ, રસજ્ઞ કરી જજે,
પછી ગમે તેમ વરસજે,
નહિં તો બેહેની તારા અનેરા અમૃતની
અરસજ્ઞ હૃદયે અવગણના થઈ જશે.
તુજ વરસવું મિથ્યા થશે, હૈડાં તલસતાં રહી જશે;
અરજી ઉરે ધરી બની, તૃષિતની પિપાસા ટાળી જજે;
ઉંડેરા તુજ ગૂઢ હૃદયપ્રાન્તોમાંથી દિવ્યરસ ધાર રેલી જજે.

માણેકલાલ કાળીદાસ ભટ્ટ.

---

૬

જય મંગલ પ્રિય જન્મ ભૂમિનું ગજાવિયે.—ધ્રુવ.
રઘુવીર સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળિયે:— જય૦
જનની જંગ હુલીયે, ઝનુની રંગ ઝીલીએ,
આત્મ—બળ—ઉજાસથી બધું ઉજાળીએ:— જય૦
સત્ય અર્થ સજજ થાઓ, વિજય વાવટો ઉઠાઓ,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ:— જય૦
સત્ત્વથી સચ્ચાય સ્વત્વ, સમજીએ થઈ પ્રવૃત્ત,
ધર્મિયે ઝઝૂમી જંગ તો મચાવીએ:— જય૦
ભૂતળ ફોડી ફેડીએ ઉંડી જડો ઉખેડીએ,
દોર ને દમામ દેશનો જમાવીએ:— જય૦

સ્થિતિ સમય સ્વીકારિયે પ્રવૃત્તિ યજ્ઞ યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ:- જય૦
માત દીન દુભાય છે, સપુત! પીડા પિછાનીએ,
દુખ દીપાવિયે ઉમંગને વધાવીએ:- જય૦
દેશ-સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
. આત્મ ભાવથી, બધું પ્રભુમય પિછાનીએ:- જય૦
લલિત.

---

૭

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત!-(ધ્રુવ.)
સોંવેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમ શીશ:
માત મીઠી! તુજ ચરણ પડીને માગિયે શુભ આશિષ!-
અમારી ગુણવંતી ગુજરાત! ૧
મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ;
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરિયે નિત્ય કલ્લોલ!-
અમારી ગુણવંતી ગુજરાત! ૨
સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરિયે જાત!-
અમારી ગુણવંતી ગુજરાત! ૩
ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય:
દેશ વિદેશ અહોનિશ અંતર એક જ ત્હારી છાંય!-
અમારી ગુણવંતી ગુજરાત! ૪
સરસરિતા રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર:
પુણ્ય ભૂમી ફળ ફૂલ ઝઝૂમી, માત રમે અમ ઉર!
અમારી ગુણવંતી ગુજરાત! ૫

હિન્દુ મુસલમિન, પારસી સર્વે, માત! અમે તુજ બાળ:
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ!–
અમારી ગુણવંતી ગુજરાત! ૬

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો કરિયે જયજયકાર!–
અમારી ગુણવંતી ગુજરાત!

નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત! ૭

અ૦ ફ૦ ખબરદાર.

---

૮

છે અજબ પ્રાંત ગુજરાત પાદશાહ! શી રીતે વરણાય?
શી રીતે વરણાય? શાહ! મુખથી તે નવ કહેવાય– છે૦
નદી ઝરણ સુંદર વૃક્ષોથી વનની છે શોભાય,
અઢળક ધન ભંડાર ભર્યા જ્યાં કુબેર હારી જાય;
સુવર્ણથી ભરપૂર પહાડ જ્યાં અતિ વિશ્વે વખણાય,
જમીન રસકસથી બસ પૂરી જોતાં મન લોભાય– છે૦

(ગુજરાતીઃ કરણઘેલો.)

---

૯

લાડીલું લલિત મનોહર ધામ રે
ડોલે વ્હાલું વતન ઉરે;
ઘેલું ગોંડલ શું મુજ સુરગ્રામ રે
ગરવું ગોમંડળ રૂડું ધામ રે– ડોલે૦
વ્હાલાં જ્યાં માત પિતાનાં બાલપણનાં બંધુ જયાં
ત્યાં તો પહેલા અમ પ્રીતિ પ્રણામ રે– ડોલે૦

વસમી પળ, વળે વિસામા, સ્મરતાં ચમકાર સ્ફુરે જ્યાં
ત્યાં તો કરીએ અમ [1]સર કુરબાન રે— ડોલે૦

દેવ દંપતી બાળકડાં રાજવી રંક રમે જ્યાં
ત્યાં તો વિલસંત અમારા હામ રે— ડોલે૦

મીટે મીટે માનવ મળતાં હૈયાં તો હસી પડતાં જ્યાં
ત્યાં તો ઉછળે આતમન [2]અભિરામ રે— ડોલે૦

ઘેલી [3]ગોપાળકતાનાં લ્હાણાં લ્હાતાં વ્હાલાં જેવાં
ત્યાં તો થનગન નાચે પ્રાણ રે— ડોલે૦

લલિત.

---

૧૦

એ ભૂમિ અમારી, મૈયા અમારી, કોણ અવર કહેશે નિજની
ન દઉં ઉચરવા!

એ સ્વદેશ માટે કો રણયજ્ઞે પ્રાણ આહુતિ દઉં સજની
ન ચાહું ઉગરવા!—એ ભૂમિ૦

પરાધીન થઈ ટપલા સહેવા ટાલ પડે શિર શરમ ભરી!
ભલું એથી મરવું;

ગુલામ, કાફર, કાયર પદવી હિન્દુ કાળા નામે ઠરી
ભલું એથી મરવું!—એ ભૂમિ૦

શકે ન કાંઈ કરીએ બાળક મરદ મૂછ મુખ હજુ ન ખીલી
હોયે શાં મહેણાં?

---

૧ માથું. ૨ મનોહર. ૩ ગો=ગાય; પાળક=પાળનાર; ગોપાળકતા-ગોપાલકનો ગુણ.

¹લણછામાં ઉછર્યાં તે ફાલે ફળે બળેથી ક્યાં ઉકળી?
હાયે શાં કહેણાં?–એ ભૂમિ૦

નથી રાંકડા, નથી બાયલા, નથી રહેવા નિત દાસ સૃજ્યા
ક્યમ ગાજી ન કહીએ?

છઉં સ્વધર્મે રંગી, સ્વકર્મે સંગી, સ્વદેશ જંગી, પ્રેમે ભિંજ્યા
હરિ એકજ હઇયે–એ ભૂમિ૦

હરિલાલ ધ્રુવ.

---

૧૧

મારી હિન્દને કોણ ઉદ્ધારે,
કોણ કોણ એને ઉર ધારે રે!– મારી૦

કળી કાળે કલહમાં ઝડપી,
દુ:ખ જાળે ચોપાસે ચડપી,
કોણ ઉગારે–મારી ગૈયાં એ પાર ઉતારે?– મારી૦

કામ શસ્ત્ર કે શાસ્ત્ર નાવ્યાં
શૂરવીર–પ્રયત્ન ન ફાવ્યા
કઈ રીતે રે–અમ અમૃત કળા અહિં ઠારે– મારી૦

બળ બુદ્ધિ પ્રભાવ પ્રપંચ,
નહિં નહિં નહિં ચાલ્યાં રંચ,
હરિ હાર્યા રે! હવે અરિ વધતા કો નિવારે?– મારી૦

આશા દળ વાદળ વિખર્યાં
ભાવી ભંગી તરંગી એ વિફર્યાં
વૈરાગ્ય રે જડ ઘાલી નિરાશા વિકારે!– મારી૦

---

૧ છાયો; આશરો.

હવે ક્યાં જઇએ? ક્યાં રહીએ!
કોનું શરણ સબળ જઈ લઇએ?
મુખ મુંગેરે! શું સહેવું સંકટ વિણ આરે?— મારી૦
આ પછી સંસાર અસાર,
ક્યમ લાગે ન લવણ શું ખાર?
જન છાંડે રે નિજ ધર્મ ન શું અવિચારે— મારી૦

હરિલાલ ધ્રુવ.

---

૧૨

## માડીની ઝુંપડી.

દુખિયાંનો વિસામો રે, માડી ત્હારી ઝુંપડી,
રણ વગડાનો છાંયોરે, આંધળિયાંની લાકડી—
કુંજનિકુંજે લચી વલ્લરી, નિર્ઝરિયાં સંતાય;
વિમળ કમલ દલ પર પંખીડાં બ્રહ્મલીલાને ગાય;
રઢીયાળી એ વાડીરે, સોહવતી જે ઝુંપડી,
આજે ખાવા ધાતીરે, નિર્જન રણમાં ઝુંપડી—દુખિયાં૦
ધર્મ કર્મ રસકસ લુટાયું, ઘર ઘરવખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુટાયું, ખેંચાયાં તુજ ચીર;
લુટાતી આ માડીરે, ખાલી ત્હારી ઝુંપડી,
ખાલી તોયે મ્હારીરે, માડી ત્હારી ઝુંપડી—દુખિયાં૦
ધન રૂંધી ખેતર સૂકવીઆં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી, પંખીડાં પામે ત્રાસ;
તેને સોડે સ્હાતીરે, માડી ત્હારી ઝુંપડી,
પોષણીઆં શી પાતીરે, આછી જાડી રાબડી—દુખિયાં૦

વન વીંટ્યા સીંચાણે સઘળાં, અવશ પડ્યાં તુજ બાળ,
ઠામ ઠર્યાંને હડધૂત કરીને, રણ વગડે દે માર;
અંકે લેવા ધાતીરે, તેને માતા રાંકડી,
શીળી છાંયે છાતીરે, માડી ત્હારી ઝુંપડી—દુખિયાં૦
ચણ કણ કાજે વન વન વીંઝે, તુજ બાલુડાં પાંખ,
પણ સુખ દુઃખનાં લ્હાણાં લેવા, ઠરતી તુજ પર આંખ;
અંતે તું સંઘરતીરે, માતા મ્હારી દુબળી,
પ્રભુનો પંથ દાખવતીરે, માડી ત્હારી ઝુંપડી—દુખિયાં૦
તુંજ જીવન અમ તુંજ સર્વસ્વ, તુંજ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સુર લોકનું દ્વાર;
નંદનવન શી વ્હાલીરે, અમને તારી ઝુંપડી,
જન્મભૂમી વ્રત પાળીરે, શણગારીશું ઝુંપડી—દુખિયાં૦

જીવાભાઈ અ. પટેલ.

---

૧૩

કર્ણઘેલો વાઘેલો એ આગે—ઘૂમે રાગે!
કેસરિયા કરી વાઘા વાંકી ધરી પાઘ પેચી એ તોરેશી!
કેડે કટારડી ક્યારે કેસૂડીએ થાશે હૃદય રિપુ પેશી!
ખડગ ખેલે દાવે રસેશી... કર્ણઘેલો૦
ધિનિ કિટ ધિનિ કિટ વિકટમાં પ્રકટ પખાજ શી ગાજે!
તીવ્ર ત્રંબાળુ નગારૂ ગડગડે ઘેરે ઘેરે શે અવાજે!
ધિંગાણું શું મચવાનું આજે! કર્ણઘેલો૦
'દિયો દિયો દિયો દિયો' હોકારોએ તુરક તુરપશી ભગાડે
જય જય જય જગદંબ જયધ્વનિ! હરહર! નાદે જગાડે
લંક લોકલોકે લગાડે... કર્ણઘેલો૦

ચકર્યા વાઘેલા શા વાઘ! ફાટી આંખ! સોળંકી સઘળા સળકયા!
જાદવ જાગ્યા! ચોકયા કંઈ ચાવડા! પરમાર ઝાલા શું પલકયા!
ખૂની ખૂન ટપકંત ઝળકયા... કર્ણઘેલો૦

હરિલાલ ધ્રુવ.

---

૧૪

કેમ હૈડું ના ફુલે સિપાહી? છાતી સવા ગજ ઉંચી નાવે?
રણે વિચરતાં—

શૂરાં વાજાં સુર લલકારે
ચઢતી જુસ્સાળ પ્રબળ ભાવે! સિંધુડા ઉચરતાં!
પ્યાદળ હયદળ પગના પડઘા
ઘોર ગગન પટ ભેદાવે,—
કૂચ કરતાં!
તોપ ગાડી ધડધડાટ કરતી,
ચડી ઉતરી રિપુ ચમકાવે!
ખૂબ ઘુમંતા!...... કેમ ન હૈડું૦
અસિ, ફરસી, ભાલાની હારો
દિગંબરી દ્યુતિ દમકાવે
સંગીત સહિત આ!
રંગબેરંગી ધજા પતાકા
અનિલ લહરી શું લોભાવે!
ચાહતી જય ચિત્ત આ!—કેમ ન હૈડું૦
લડવું છે નહિં વૈર વાળવા,
મુલક મેળવી ફુલાવા,
૨૦૫૨૬ નબળાંને દમીને!

હરિ હરિએ લડવું ભલું મરવું!
સ્વદેશાર્થે લડવું હાવાં!
રણરંગ રમીને... કેમ ન હૈડું૦

હરિલાલ ધ્રુવ.

---

૧૫

પરઘમચી પરઘમચી પરઘમ તારી કડકાવ.
તલપે હઇડું અમ થરરરર અરિદળને થડકાવ!—પરઘમચી૦
બંસીવાળા રઢિયાળા સુર શૂરી લલકાર
જસ સળકે! જય ઝળકે! હિતુ હરખે સરદાર!—પડઘમચી૦
રણસિંગી ઉછરંગી ખડજંગી બહુ બોલ
રિપુદળના મદગળતા બળ પડદા ખટ ખોલ!—પરઘમચી૦
સુસમાજે મળી આજે દળ દળવું દુશ્મન
હિત ગરવું ચિત્ત ધરવું નૃપ ભક્તિ ભરી મન!—પરઘમચી૦

હરિલાલ ધ્રુવ.

---

૧૬

સુભટ શૂરા પૂરા સેનાની!......
ગજવ રણનાદ અજબ તાની...... ધ્રુવ૦
બજવ દિગ્વિજય દિશા દશમાં
રૈયત સજ સિબંદિ સહુ વશમાં........ સુભટ૦
રાજ્ય હિત પ્રજાનું હિત એક છે:
ન કંઈ કલ્યાણ રહે જુજવે...... સુભટ૦
કહેણ કહેવરાવ ઘર ઘરમાં
વ્હેણ વ્હેવરાવ નરે નરમાં...... સુભટ૦

દેશનો પ્રેમ ભક્તિ નૃપની
બીજ સ્વાતંત્ર્ય તું દે શીખવી..... સુભટ૦
જંપ એક સંપ એક દિલડું
રાજ્ય રૈયતનું સમજ સુખડું....... સુભટ૦
દેશ સર ખરો કર્યો ત્યારે
સકળ જન આણ એહ ધારે....... સુભટ૦
ઝડપ ડગ ભરો! વાદ્ય શૂરાં
વજાડો! જસ લહી પૂરાંજી...... સુભટ૦

હરિલાલ ધ્રુવ.

---

૧૭

મ્હારા કેસર ભીના કંથ હો! સિધાવોજી રણવાટ:
આભ ધ્રૂજે, ધરણી ધમધમે રાજ! ઘેરા ઘોરે શંખનાદ:
દુન્દુભિ બોલે મહારાજના, હો! સામન્તના જયવાદ: મ્હારા૦
આંગણ રણધ્વજ રોપિયા હો! કુંજર ડોલે દ્વાર:
બંદી જનોની બિરદાવલી હો! ગાજે ગઢ મોઝાર: મ્હારા૦
પૂર પડે, દેશ ડૂબતા હો! ડગમગતી મ્હેલાત:
કીર્તિ કેરી કારમી, રાજ! એક અખંડિત ભાત: મ્હારા૦
નાથ! ન્હડો રણ ઘોડલેરે, હું ઘેર રહી ગૂંથીશ:
બખ્તર વજ્રની સાંકળી: હો! ભર રણમાં પાઠવીશ: મ્હારા૦
સંગ લેશો તો સાજ સજું હો! માથે ધરૂં રણમ્હોડ:
ખડગને માંડવ ખેલવાં, મ્હારે રણ લીલાના કોડ: મ્હારા૦
આવતાં ઝાલીશ બાણને હો! ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ ફુટયે મ્હારા ઉરમાં, રાજ! ઝીલીશ દુશ્મનના દાવ: મ્હારા૦

હરિ હરિએ લડવું ભલું મરવું!
સ્વદેશાર્થે લડવું હાવાં!
રણરંગ રમીને... કેમ ન હૈડું૦

હરિલાલ ધ્રુવ.

---

૧૫

પરઘમચી પરઘમચી પરઘમ તારી કડકાવ.
તલપે હઈડું અમ થરરરર અરિદળને થડકાવ!—પરઘમચી૦
અંસીવાળા રઢિયાળા સુર શૂરી લલકાર
જસ સળકે! જય ઝળકે! હિતુ હરખે સરદાર!—પડઘમચી૦
રણસિંગી ઉછરંગી બડજંગી બહુ બોલ
રિપુદળના મદગળતા બળ પડદા ખટ ખોલ!—પરઘમચી૦
સુસમાજે મળી આજે દળ દળવું દુશ્મન
હિત ગરવું ચિત્ત ધરવું નૃપ ભક્તિ ભરી મન!—પરઘમચી૦

હરિલાલ ધ્રુવ.

---

૧૬

સુભટ શૂરા પૂરા સેનાની!......
ગજવ રણનાદ અજબ તાની...... ધ્રુવ૦
બજવ દિગ્વિજય દિશા દશમાં
રૈયત સજ સિબંદિ સહુ વશમાં....... સુભટ૦
રાજ્ય હિત પ્રજાનું હિત એક છે:
ન કંઈ કલ્યાણ રહે જુજવે...... સુભટ૦
કહેણ કહેવરાવ ઘર ઘરમાં
વ્હેણ વ્હેવરાવ નરે નરમાં...... સુભટ૦

દેશનો પ્રેમ ભક્તિ નૃપની
બીજ સ્વાતંત્ર્ય તું દે શીખવી...... સુભટ૦
જંપ એક સંપ એક દિલડું
રાજ્ય રૈયતનું સમજ સુખડું........ સુભટ૦
દેશ સર ખરો કર્યો ત્યારે
સકળ જન આણ એહ ધારે....... સુભટ૦
ઝડપ ડગ ભરો! વાદ્ય શૂરાં
વજાડો! જસ લહી પૂરાંજી...... સુભટ૦

હરિલાલ ધ્રુવ.

---

૧૭

મ્હારા કેસર ભીના કંથ હો! સિધાવોજી રણવાટ:
આભ ધ્રૂજે, ધરણી ધમધમે રાજ! ઘેરા ઘોરે શંખનાદ:
દુન્દુભિ બોલે મહારાજના, હો! સામન્તના જયવાદ: મ્હારા૦
આંગણ રણધ્વજ રોપિયા હો! કુંજર ડોલે દ્વાર:
બંદી જનોની બિરદાવલી હો! ગાજે ગઢ મોઝાર: મ્હારા૦
પૂર પડે, દેશ ડૂબતા હો! ડગમગતી મ્હોલાત:
કીર્તિ કેરી કારમી, રાજ! એક અખંડિત ભાત: મ્હારા૦
નાથ! ચ્હડો રણ ઘોડલેરે, હું ઘેર રહી ગૂંથીશ:
બખ્તર વજ્રની સાંકળી: હો! ભર રણમાં પાઠવીશ: મ્હારા૦
સંગ લેશો તો સાજ સજું હો! માથે ધરૂં રણમ્હોડ:
ખડગને માંડવ ખેલવાં, મ્હારે રણ લીલાના કોડ: મ્હારા૦
આવતાં ઝાલીશ બાણને હો! ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ ફુટયે મ્હારા ઉરમાં, રાજ! ઝીલીશ દુશ્મનના દાવ: મ્હારા૦

એક વાટ રણવાસનીરે, બીજી સિંહાસન વાટ :
ત્રીજી વાટ શોણિતની સરિતે હો શૂરના સ્નાનનો ઘાટ : મ્હારા
જય કલગી એ વળજો, પ્રીતમ! ભીંજશું ફાગે ચીર;
નહિં તો વીરને આશ્રમ મળશું હો! સુર ગંગાને તીર; મ્હારા.
રાજમુગટ રણ રાજવી! હો રણ ઘેલા! રણ ધીર!
આધીરો ઘોડીલો થનગને, નાથ! વાધો રણે, માહાવીર!

ના. દ. કવિ.

---

૧૮

ઘુમોજી ઘુમો ઉમંગે–રમો રંગે રસીલા
ઝુમોજી ઝુમોજી જંગે પ્રસંગે હોંસીલા— ઘુમોજી૦
આર્યો તણું ઉજ્જવળ પદ વિપદે ન વિલાવો!
અદકું એ અદકું ખીલો લહોજી એવો લાવો—ઘુમોજી૦
ધર્મ ક્ષેત્રે, રણક્ષેત્રે, દાનક્ષેત્રે, એ ઘવાયા!
હરિશ્ચન્દ્રે, રામચન્દ્રે કર્ણ શિબી વખણાયા—ઘુમોજી૦
એ સૌ બંધુ તમ, સદ્ગુણ એ હ્રદયે રોપાયા,
પુણ્ય ક્ષેત્ર એ ભૂમી ભરતની મહામાયા—ઘુમોજી૦

હરિલાલ ધ્રુવ.

---

૧૯

સજો સેવા સ્વદેશની ભાઇરે
સિદ્ધિ એનાથી
એહ સેવાથી ફળ
ટળશે ઉપાધિ

અરૂણ ઉદય ઉજ્જવળ ઝળહળશેરે,
મળશે તિમિર સમુદાયરે....સિદ્ધિ૦

વ્હેમચવન છિન્ન ભિન્ન કરેરે
તન મન દિન રાત,

આસુરી માયાથી મૂર્છા ઢળીરે,
વળશે એથી અધાટરે....સિદ્ધિ૦

વાછરૂ વીલાં દયામણીરે
ગુણી ગરીબ આ ગાય!

હરિ હરિ શરણ કવણ ગ્રહેરે
ભૂમી ભરત મૈયાયરે...સિદ્ધિ૦

હરિલાલ ધ્રુવ.

---

૨૦

સંતન મન ભરિયાં મળજોરે:
અંતરને મંદિર–નિરંતર–અંતરને મંદિર:—ધ્રુવ૦

મોહ મેઘલી માંહી શોચને બળબળતે બપ્પોર,
નિરંતર, બળબળતે બપ્પોર

ઉજ્વલિયાં ચન્દનિયાં જેવાં, મીઠાં મ્હેરામણિયાં
જન મળજોરે—અંતરને મંદિર—સંતન૦

આજકાલની અજબ ધૂનમાં ઓર દોરને ખેલ,
નિરંતર, ઓર દોરને ખેલ;

નેહ ભર્યા નન્દનિયા જેવાં, સાચાં સજ્જનિયાં
આવી મળજોરે, અંતરને મંદિર—સંતન૦

માયાવી કાયાની કફની પ્રકટે પ્રભુ અવતાર,
નિરંતર પ્રકટે પ્રભુ અવતાર;
આત્મદાન વીર જગ અજવાળે, મહાજનિયાં મળજોરે,
અંતરને મંદિર—સંતન૦

જ્વલંત પ્રભુ આ દેશ જગાવી દેવ બને મનુદેવ
નિરંતર દેવ બને મનુદેવ,
કુમકુમને પગલે પાવનિયાં એવાં પ્રભુજનિયાં
વ્હેલાં વળજોરે. અંતરને મંદિર—સંતન૦

આત્મૌજસ્ ઓહો! ઝળહળિયાં અમ હૈયાને હીર,
નિરંતર અમ હૈયાને હીર;
તાંતણિયે બંધનિયાં બાંધે, એવાં સંતનિયાં
પ્રભુ મેળવજોરે, અંતરને મંદિર—સંતન૦

લલિત.

---

૨૧

આવો સંતો! આવો સંતો!
રસકુંજે આવો સંતો!
રાસેશ્વરને પદ ઝમે ઝીણાં ઝીણાં ગીત
નિર્મળ તેજ ઉઘાડમાં પાન કરીશું નિત્ય.
વ્હાલાં ઝીલશું, વ્હાલાં! ઝીલશું,
ગીત લહરે વ્હાલાં ઝીલશું;
સ્નેહ વેલના ઝૂલમાં હિંચશું ઉર હરખાઈ,
પ્રિય ગુણગાન ફુલો ગુંથી ધરશું પ્રિય પદમાંહિ.
પ્રિય સંગે, પ્રિય સંગે,
આનંદિશું પ્રિય સંગે.

પ્રેમ વાટિકા ઝરણુમાં ગીતીનીરે ન્હાઈ
રાસેશ્વરને પૂજતાં પ્રભુતા રહે પથરાઈ;
પ્રભુતામાં, પ્રભુતામાં
જગ ભુલશું રસપ્રભુતામાં!

ના. દ. કવિ.

---

૨૨

વ્હાલાં આવો, આવો, આવો, આવો, આવો આપણે ઘેર!
માગું, આવો, આવો, આવો, આવો, આવો આપણે ઘેર.
ઘર જેવું મીઠું નહિં અવનિમાં કો સ્થાન!
ઘરપત્ની ઘરબાળકો છતાં નહિં ઘર રાન!
મોટા તાત કરો હવે મહેર!
ચાલે કેર! જીવ્યું ઝેર!...વ્હાલાં૦

મણિશંકર રતનજી ભટ્ટ.

---

૨૩

અમે તો સદાય રમતા રામ:
અમારો ધર્મ એજ આરામ! અમે૦
બ્રહ્મચર્યનું તેજ અમોમાં ઝગમગતા ઝળકાવે રામ:
સંતસંગથી પંથ સત્યને
પળતાં ઉર ઉછળે અભિરામ... અમે૦
વિચારમાં કોમળ: આચારે કઠોર થાવાનો અભ્યાસ;
સ્વજનસમાં સઉને ચ્હાવાં
સ્હાવાં, સંસાર તણો એ સાર... અમે૦

લલિત.

---

૨૪

## અમે જોગિયોનાં બાળ !

ગેરૂ ધરીને ધરાવશું, પીને પાઈ દઈશું કાળ...  અમે૦
ઘોળ્યા ચાંદાને ઘોળ્યા સૂર્યને, ઘોળ્યા દીવસ ને રાત,
ઘોળી ઘોળીને સોમ સારવ્યો, છલકે આ અમ પાત્ર:
પાત્ર ધર્યું સુખ જગતને...અમે૦

શોકને મોહ સરી પડયાં, લાધ્યાં સ્નેહ ને કલ્યાણ,
ઝોળી ભરી ભરી લાવીએ અમને ચાખવાની આણ:
થાળ ભરી જગ પાઠવ્યા.... અમે૦

ગિરિ ગિરિનાં કણ સંઘર્યાં, સોંપ્યાં મનુને સમાજ;
કોઇએ રચ્યાં રક્ષણ દેહનાં, કોઇએ પ્રાણ કેરો સાજ;
ઉત્સવ જોઇને આનંદીએ...અમે૦

ના. દ. કવિ.

---

૨૫

સ્વપ્ન વસંત આ:
પ્રકટી રહે પ્રણય વિભુતા...સ્વપ્ન૦
અકળ અગમ્ય અનહદ રમ્ય
સ્મિતભર છાઈ સુંદરતા?...સ્વપ્ન૦
પ્રિયજન સંગ રંગ અનંત
રસ રેલાય સંગીતના!... સ્વપ્ન૦

લલિત.

---

૨૬

હો ! મૃદુલ મધુર મન ભર ઉર
  અલખ વેણુ વાજે રે, સ્નેહ સાજે રે !—હો૦
ગાજે મંજુલ અવાજ, ડોલે પડછંદ રાજ,
  ઉર કલાપ ખીલે રે, જ્યોતિ ઝીલે રે !—હો૦
કિંકિણી પ્રભુ–પ્રણામ વાય, સ્મિત–વિલાસ વદન સ્હાય
  બાલ મયૂર નાચે રે, રસિક રાચે રે !—હો૦
બાલિકા–બટુ સહચાર, રેલે કૌમાર–રાસ
  દમ્પતી વિલાસે રે, સ્વર્ગ રાજે રે !—હો૦

લલિત.

---

૨૭

સ્વર્ગીય સંગીત રમ્ય મચ્યું આ !
મધુર મંજુલ સૂર ભર્યું ! વાહ !... ધ્રુવ૦

ખરજ પંચમ ટીપ તણા સૂર
છેડે દર્દુર મયૂર કોકિલ;
ઝરમર ઝરમર પ્લુત સમ રવમાં
વ્યાપી ઓર ધ્વનિ અનહદ રહે ! વાહ !....સ્વર્ગીય૦

સૃષ્ટિતણાં સૌંદર્ય કુંજ મંહિં
બજે દૂર કંઈ અગમ્ય બંસી;
વાયુ નચવ્યા રસ પડદાની,
ઘુઘરીઓ ઘમકીજ રહી ! વાહ !.... સ્વર્ગીય૦

અનંતતાના પડદા પાછળ

વિધિ તબલચીના કર આગળ
ગૂઢ તાલથી મૃદંગ ચંચળ
ચેતવતું ગાજી જ રહે! વાહ.... સ્વર્ગીય૦

લલિત.

---

૨૮

ઉપાવણુ ચિત્તમાંહી પ્રીત છે સંગીત સદા,
પરમ પવિત્ર મોદ મિત્ર છે ખચીત સદા....ધ્રુવ૦
જેના ત્રય ગ્રામ સુખધામ દે આરામ અતિ,
એકવીશ મૂર્છના તણી રસિક રીત સદા.... ઉપાવણુ૦
શ્રુતિદ્વય વિષે શાંતિ દાન દે મહાન બની,
શ્રુતિ સમ બ્રહ્મ ભાન દે કરી અભીત સદા....ઉપાવણુ૦
સદા સ્વર સપ્તના સમૂહથી વિમોહ કરે,
જહાં ત્રય જાતિ શાંતિ રૂપ પ્રદાહીત સદા...ઉપાવણુ૦
ભરે ખટરાગ અનુરાગ સર્વ જાગ માંહિ,
બન્યો બડ ભાગ્ય તે સંગીત સંગ પ્રીત સદા....ઉપાવણુ૦

નથુરામ.

---

૨૯

સુખીયાને સુખદાતા સુંદર દે વિનોદ દુઃખી જનને,
મન્મથ દૂત મોદનું મંદિર ક્ષણમાં ખેંચે મનને,
તનને તૃપ્ત કરે,
રૂપાળું ગાયન ગ્લાનિ હરે.

નથુરામ.

---

### ૩૦

બન્ધુ હો! સ્મરણ તને કંઈ થાય,
એકદા સમી સાંજની માંહ્ય;
સિન્ધુ કંઈ મન્દ ગાન કરી ગાય,
શિલાપર પ્રેમ થકી પછડાય.
શ્રવણ નવ ધરિયું મ્હેં એ ગાન,
હૃદય લય પામ્યું બીજે સ્થાન;
ઉદધિ પણ તજીને નિજ રવતાન,
સ્તબ્ધ બની સુણતો ધરીને ધ્યાન.
દિવ્ય મધુરતાથી ભરી લહરી લઈ લ્હેરાય,
ગાન સરિત ઉપની તુજ કંઠથી અમૃતસિન્ધુ ભણી ધાય;
એવી એ સરિતા જ્યાં ઉભરાઈ,
સિન્ધુ પણ ઉભો સુણવા ચાહી...બન્ધુ હો૦!
તુટી પડતો જળ ધોધ મહાન,
ગજવતો [1]અવિરત ઉજ્જવળ ગાન,
નચવતો અણગણ જળકણ જ્યાંહિં,
પરોવી રવિ નિજ અંગુલિ ત્યાંહિં;
તરંતાં મૂકે ગુંથી અનેક
ઈન્દ્ર ધનુ રંગ રસીલાં છેક,—
એવા રંગે રંગિયા નાચે જળ કણ જેમ,
અનુપમ મંજુલ તુજ ગાન તણા સ્વર ચમકંતા તેમ;
કેમ કરી વર્ણ્યાં એ તે જાય?
હૃદય પટ એ રંગે રંગે રંગાય...બન્ધુ હો૦.

નરસિંહરાવ.

---

૧. અટક્યા વિના.

૩૧

એક વાર ફરી ગા તું સખા ! ( ૨ )
ગા તું સખા ! એહ ગા ! તું સખા !
રસિલું, કુમળું, ગીત મીઠલડું,
વાર એક ફરી ગા તું સખા !
લલિત લતા પરિમળ યૌવનમદિ,
ગીત ભલે ન સુણેય કદી;
અધિર હૃદય ધડકિત પ્રતિપદ તુજ,
આ કોઈ કાંઈ વિભાવે મુદા !...એકવાર૦
રમણી ઝરણી ઉજ્જવળ વરણી,
ક્ષણ ન ડરે પીવા એ સુધા;
આ હરણી પરવશ બંધાઈ,
તાનતંતુથી લેહે સદા !...એકવાર૦
કાં અચકે, ખચકે, ચળકે નહિં
નિરખી ચંદા પ્રાણ પ્રભા ?
ગાન વિરસ ના રમણ રસિક તવ,
હરિ હરિ તાકી તે જો તું આ !—એક વાર૦

હરિલાલ ધ્રુવ.

---

૩૨

સ્ત્રીઓ——શ્રવણ પડે કોનું ગુણીયલ ગાન ( ૨ )
રતિ ભરે, મતિ હરે, ક્ષતિ કરે ઉરની,
મનહર મીઠી તાન........શ્રવણ પડે૦
પહેલી સ્ત્રી—અંતરને ઊછળાવતું ચળાવતું ચિત્ત ચાલ,

વિજય માલ સમ વાલીની હરાવતું બલ હાલ;
જગાડે જોરથી સર્વ જહાન! (૨)...રતિ ભરે૦
શ્રવણ૦
બીજી સ્ત્રી—બાણ સમું બળ ધારીને, પહોંચે અંતર પાર,
સાવ ઘાવ કારી કરે, બની તીખી તલવાર;
દીયે દીલડાંને દુઃખનું દાન...રતિ ભરે...શ્રવણ૦
ત્રીજી સ્ત્રી—અરરર બ્હેન! આ તો મને હૃદયે વધારે રોગ,
વ્યાકુળતા વિધવિધ ભરે ભલા મેળવે ભોગ;
હરે છે મનડાં કેરૂં માન ...રતિ ભરે...શ્રવણ૦
ચોથી સ્ત્રી—ઝટ ચાલો જળ બળી ગયું બળી ગયાં ઘરબાર,
દરશન કરી દેવાંશીનાં સફળ ગણી અવતાર,
ગજાવ્યું જેણે ગળાંથી રાન...રતિ ભરે...શ્રવણ૦
નથુરામ.

---

## ૩૩

સખીરી! મોહન મંત્રની તાન.
ભર્યું કયાં ગાજે ગંભીર ગાન?......સખીરી!
સજી તાનના તીરને સાંધી સૂર કમાન,
નઠોર નર એ કોણ છે પીડે મારા પ્રાણ.
ભર્યું કયાં ગાજે ગંભીર ગાન?......સખીરી!
ગોકુળને ઘેલું કરી માનુનીઓનાં માન,
મૂકાવ્યાં એ મદન કામણગારો કાન!
સખી! કે' જે' કાનુડાને કાન, ભૂલી હું તો સાન ભાન,
ગાને બની ગુલતાન.
[ ગુજરાતી: તિલક કુમાર. ]

---

### ૩૪

વૃક્ષ તણાં પત્ર શું ખેલતો પવન ગાય છે ગાન;
ધીમું ધીમું પવન ગાય છે ગાન.
નાનકડું આ વ્હેળીયું રમે ગાન મહિં ગુલતાન.
ઝમક ઝમ રમે તારલા ગગન,
તાલ લઈ કુદ્દડી ફરતા જાય,
આછાં અંબર વિધવિધ રંગી, ઓઢે ને ઉડી જાય.
પેલી શશિલેખા જોઈ જોઈ હસે, ગાન એના કંઠે વિલસે,
જગતને ન્હવરાવે કોઈ રસે, રસે ન્હવરાવી કરે ખેલાન—
નાનકડું૦

ગુજરાતી: અજબ કુમારી.

---

### ૩૫

આહા! શી રજની આ ધીમી ધીમી ઉતરી આવે!
નભ છવરાવે ભુમી લપટાવે,
કેવી શાંતિ પાંખ ફેલાવે!— આહા૦
પટ ઝીણાં મહીંથી શી ચમકે?
તારા પે'લી ઝીણી ઝીણી,
શીળી ઉતરતી મીઠી મૂરતી
પ્રીતિ ભરતી આનંદ ઝરતી;
ખેલતાં ઝીલતાં પીયુને પ્રેમદા પ્રેમમાં
ત્યાં સરતી એ રજની ભાવે...શી રજની૦

ગુજરાતી: વીરમંડળ.

---

૩૬

ઝીણા ઝીણા રે વરસે મેહ, રજની રાચે છે,
બની પાવન અવનિ દેહ, અવનિ નાચે છે.

કુમકુમ ભમતી ધરણી લાડે મધુ ઉછાળે વાસ રે,
દિવ્ય પ્રેમનાં બાલક મધુરાં ઝીલી ધરે ઉલ્લાસ ?–રજની૦

મલપતો વાયુ મલકત ધીરો સ્વચ્છન્દી રમે રાસ રે,
કુમળાં સલુણાં વિમળાં હૈયાં નૌતમ વેરે હાસ-રજની૦

શશીઅમી ગળતું આછે વાદળ ઢળતું અવનિ અંક રે
હૈયાં અવનિ રસિયાં લેતી જનની નવ નવ રંગ-રજની૦

પ્રભુ રસ લસબસ ઘનઘુમ્મટથી સરતાં પ્રણયી ગાનરે,
"સજાત જોડાં" પાતાં પીતાં ભરતાં અદ્‌ભુત તાન–રજની૦

વસન્ત વિનોદી.

---

૩૭

આ શી ઉંડી રજની આજની, ભણે ઉંડા ભણકાર ?
ઘેરી ગુહા આકાશની રે માંહી સૂતો ઉંડો અંધકાર,
ઉંડા ડૂબ્યા નભ તારલા કંઈ, ગૂઢ સંદેશ વ્હેનારરે.
આ શી ઉંડી રજની૦ ?

શાન્તિપુર રેલી રહ્યું રે, ઉંડું, અદ્‌ભૂત સહુ ઠાર,
એ પૂરને ઝીણું ઝીણું હલાવી, છાનો અનિલ રમે સુકુમારરે.
આ શી ઉંડી રજની૦ ?

ડૂબી ઉંઘી એ પૂરમાં રે, તરૂવર કેરી હાર,
મોહમંત્રથી મૂઢ બની એ, કાંઈ કરે ન ઉચ્ચારરે.
આ શી ઉંડી રજની૦ ?

૩૪

વૃક્ષ તણાં પત્ર શું ખેલતો પવન ગાય છે ગાન;
ધીમું ધીમું પવન ગાય છે ગાન.
નાનકડું આ હેળીચું રમે ગાન મહિં ગુલતાન.
ઝમક ઝમ રમે તારલા ગગન,
તાલ લઈ કુદ્દડી ફરતા જાય,
આછાં અંબર વિધવિધ રંગી, ઓઢે ને ઉડી જાય.
પેલી શશિલેખા જોઈ જોઈ હસે, ગાન એના કંઠે વિલસે,
જગતને ન્હવરાવે કોઈ રસે, રસે ન્હવરાવી કરે બેભાન—
નાનકડું૦

ગુજરાતી: અજબ કુમારી.

---

૩૫

આહા! શી રજની આ ધીમી ધીમી ઉતરી આવે!
નભ છવરાવે ભુમી લપટાવે,
કેવી શાંતિ પાંખ ફેલાવે!— આહા૦
પટ ઝીણાં મહીંથી શી ચમકે?
તારા પે'લી ઝીણી ઝીણી,
શીળી ઉતરતી મીઠી મૂરતી
પ્રીતિ ભરતી આનંદ ઝરતી;
ખેલતાં ઝીલતાં પીયુને પ્રેમદા પ્રેમમાં
ત્યાં સરતી એ રજની ભાવે...શી રજની૦

ગુજરાતી: વીરમંડળ.

---

. તારક જડિત સરોવર હૃદયે પ્રેરે ધ્વનિ ગંભીર.
અલૌકિક આ રજની૦ ?

ઓ રજની ! તુજ હૃદય વિષે મુજ હૃદય તણો લય થાજોરે;
આ સરવર જળમાં તારક બની જીવન મુજ સહુ જજો.
અલૌકિક આ રજની૦ ?

નરસિંહરાવ.

---

૩૯

રૂપેરી શી શોભી રહી ચંદા !
સુનિરમળ વ્યોમે સુખકંદા !—રૂપેરી૦
મિષે મિષે મુખ એ શી મલકાવે ?
તુજમાં પ્રિય માધૂરિ શી લાવે ?—રૂપેરી
ધરી પટ વાદળિનો આડે,
ક્ષણે ક્ષણે ઘેલી મદે લાડે ?—રૂપેરી૦
મિઠલડી કિરણને શી અણસારે ?
મિચવિ એ કમળ-પોયણિ ઠારે ? રૂપેરી૦
ચકોરિ સર્વાંગે શિરે ફુલી
પ્રકાશ પ્રવાહ વિષે ઝૂલી ?—રૂપેરી૦
નિરખિ તું છબી તુજ મુજ મુખડે,
રિસાવિ હો કાં પ્રિયે દુખદિલ લે !—રૂપેરી૦
વિષમ સ્મરશર થકિ વીંધીને
હસી હસી તું અમિશી ચુમી લે !—રૂપેરી૦
મીઠું હરિ મુખડું રૂપાળું
કૃપા કર તૃષિત દગે ન્યાળું !—રૂપેરી૦

હરિલાલ ધ્રુવ,

મૂઢ બન્યો એહ મંત્રથી રે, સ્તબ્ધ ઉભો હું આ વાર;
ગૂઢ અસંખ્ય ભેદો કંઈ કરે ચોગમ ઘોર ઝંકારરે.
આ શી ઉંડી રજની૦ ?

જાગી ઉઠી એ ઝંકારથી રે, અનુભવું દિવ્ય ઓથાર;
ભરાયું ભેદ અસંખ્યથી રે, મ્હારૂં હૃદય ફાટે શતધારરે;
આ શી ઉંડી રજની૦ ?

નરસિંહરાવ.

---

૩૮

કેવી સૂતી શાન્ત જો ! આજ અલૌકિક આ રજની
ફેડે હૃદય ક્ષોભ સહસાજ અલૌકિક આ રજની;
રજનિ શ્રવણમાં મંદ [૧]સમીરણ વાત કરે કાંઈ છાની રે,
રસભર આવી, તે નિરખી રહી ચંદા છાની માની.
અલૌકિક આ રજની૦

ગૂઢ વાત એ રજની હૃદયમાં કોરી રાખી ઉંડી રે,
મુજ હૃદયે પણ ધ્વનિ વ્હેતાં કંઈ થાતાં જાતા બૂડી;
અલૌકિક આ રજની૦ ?

મંદ વસંત પડયું સરવર જળ ત્હેમાં પૂરી આજે;
ગૂઢ વાત એ પ્રેમ ભરે કંઈ રમ્ય ગંભીરી આજે.
અલૌકિક આ રજની૦ ?

એ ગૂઢ કંઈ વાર્તા કળવા જો ! આ તારકવૃન્દ રે;
સરવર હૃદયે ઉંડું પેઠું ભેદી તિમિર અનન્ત.
અલૌકિક આ રજની૦ ?

તટ તરૂમાંહિ લપાઈ અનિલ કંઈ કલરવ કરતો ધીરરે,

---

૧ પવન.

ચંદા—પ્રેમી જોડાં કલહમાં રીસાએ ક્ષણવાર,
તહેના હૃદયે રેડતી સર્વદા ચંદા હું પ્રેમ-અમી
નીધાર, રસીલી ધાર અમીની '–તેજે ઘડયાં.—

'મુગ્ધા સૂતી અગાશિયે ચિન્તનમાં ડહોળાય,
સીંચી તેના હૃદયને ખિલવું પ્રેમ કળી હું કાંઈ,
ઉજળીશી પ્રેમ કળી હું '–તેજે ઘડયાં.—

શુક્તારા–"હાસ વિકસી કવિ જન ઉભો નિરખે અનિમિષનેન,
ત્યહાં ઝરતી હું પ્રેમથી કાંઈ કવિત સરિતનાં વ્હેણ,
કવિતની દિવ્ય સરિતનાં "–તેજે ઘડયાં—

'હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ,
તેને હૃદયે રોપું હું શુક્તારા કવિત્વ રસાળ,
અતિ ગૂઢ બીજ કવિતનું '–તેજે ઘડયાં.—

તારાસખી–'ચિત્રકાર કવિ મિત્ર જે ઉભો ફલકસમીપ,
તત્વદર્શિ તહેને હૃદય પ્રગટાવું હું પ્રતિભાદીપ,
પૂર્યો દિવ્ય દીપ અમીએ '–તેજે ઘડયાં.—

ત્રણે ગગન સુન્દરી—
'અમે તેજનાં બાળ સહુ સીંચિંને નિજ નૂર,
મનુજ હૃદય ગુંગળાવતું હરિયે અન્ધતિમિરનું પૂર,
હર્ષ રિપુ પૂર તિમિરનું '–તેજે ઘડયાં.—

નરસિંહરાવ.

---

૪૨

ખીલી ખીલી રહી આ કેવી ચંદા!
સરે મંદ મંદા, આનંદે ગગનમાં;
જાય સરતી રૂપેરી વન વનમાં,

૪૦

આજ મહારાજ! જલ પર ઉદય જોઇને—
ચન્દ્રનો હૃદયમાં હર્ષ જામે!
સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન—
નિજ ગગન માંહિં ઉત્કર્ષ પામે!
પિતા! કાલના સર્વ સન્તાપ શામે!
નવલરસધવલ તવ નેત્ર સામે!
પિતા! કાલના સર્વ સન્તાપ શામે!
જલધિજલદલ ઉપર [1]દામની દમકતી!
[2]યામિની વ્યોમસર માંહિં સરતી!
કામિની કોકિલા કેલિકૂજન કરે!
સાગરે ભાસતી ભવ્ય ભરતી!
પિતા સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!
[3]તરલ [4]તરણી સમી સરલ તરતી!
પિતા સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!

મણિશંકર રત્નજી ભટ્ટ.

---

૪૧

તેજે ઘડયાં અમ અંગ, અમોલાં તેજે ઘડયાં છે;
ફરિયે ન તિમિરનો સંગ, તિમિર અમ વેરી ઠર્યાં છે.—
દિવ્ય લોકમાં ઘૂમતાં ફરિયે સહુ રસ ભેર
ને પ્રેમે કંઈ રેડિયે મર્ત્ય લોકે અમીની સેર,
અમોલી સેર અમીની—તેજે ઘડયાં.—

---

૧ વીજળી. ૨ રાત. ૩ ચંચળ; સપાટાથી સરી જતી. ૪ મછવો.

સહીયર કંકણુ સોનાનાં કરે ધર્યાં રે,
માંહે જડિયાં છે નીલમણિ નંગ—હેતે રમીએ૦
મળીઆં આજે આપણે, ધરી સોળ શણગાર,
કર કંકણુ ચૂડી ચમક, ચંદ્ર તેજ એક તાર,
હીરા રત્નથી જડિત ઉર હાર છે રે;
મોતી ગુચ્છ ઝળકે છે બાજુ બંધ—હેતે૦
અંબોડા ફુલે ભર્યાં, સર સેંથે હિંગુળ,
કીધા કુમકુમ ચાંદલા, મુક્તા માળા ઉર,
આરસ પારસ મણિ જડેલો ચોક છે રે,
તેમાં રમતાં વસતા હૈયે નણદલ વીર--હેતે૦
કથા શીયળની સાંભળી,–પ્રીતમ ઉપર પ્રેમ,
વધ્યો સખી વિરહી થઈ, મળે ત્વરાથી કેમ.
પૂનમ ચાંદની ખીલી પૂરી અહિં રે.

વાઘજી આશારામ ઓઝા.

---

૪૫

ઉગ્યો સખી! સૃષ્ટિનો શૃંગાર,
ચાલ ચાલ જોવાને ચંદ્રમા!
જોને પ્રેમ ઘેલી ભૂમિ નાર દેદાર
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં હો—
ધન્ય! ધરા સુંદરી! તને, ચતુર ચંદ્ર તુજ કાંત,
શાંતિ પાઠ પઢાવતો સાધીને એકાંત;
ધરણી પડી પતિને પાય શિક્ષા શિરે ધરેરે;
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય શાંતિ ચિતે સ્મરેરે;

જુએ ઝાંખી ઝાંખી આછા ઘનમાં,
પવનમાં, ભુવનમાં, વ્હાલાના વદનમાં.
સાખી--ઝાંખી ઝાંખીને હસે, હસતી હસતી જાય,
જાતાં જાતાં રસ ઝરે, રસે પ્રાણુ પોષાય.
પ્રાણુ પોષે પ્રીતિની લગનમાં,
શમે પીડા આરામ થાય મનમાં
આ તનમાં, ગહનમાં, શાંતિના વહનમાં—ખીલી૦
(ગુજરાતી–અજબ કુમારી.)

---

૪૩

આજની શોભા છે રળિયામણી,
સૃષ્ટિ સંડળે, તરતાં ચંદ્ર બિંબની આજની૦
પસરિ રહ્યાં ચંદ્રબિંબ સર્વ આ સ્થળે,
યુવતી દીસતી, રજનિ–સુન્દરી હશે. આજની૦
શ્વેત વસ્ત્ર ધરી રજનિ વિલસતી રહી,
પ્રેમઘેલી એ બની, ઈન્દુમાં ભળી. આજની૦
રજનિ શું વિહાર ચંદ્ર પ્રેમથી કરે,
નિરખી તેહને, હૃદય–હર્ષ ઊભરે. આજની૦
રજનિ ચંદ્ર સમાં આર્ય દંપતી બને,
વિમલ પ્રેમથી, વિભુ! એજ માગીએ. આજની૦
કૃષ્ણુરાવ ભોળાનાથ.

---

૪૪

પૂનમ ચાંદની ખીલી પૂરી અહીંરે,
શોભે રજની સુંદર શી આજ!
હેતે રમીએ સંગાથે સહીયર આપણે રે.

લાજ ન આવે રે, સલુણા ચંદર! લાજ ન આવે રે
નારી નિશાસાના સાગર નાહક ખળભળાવે રે;
સાખી–આશા સાગરમાં મુકયું શ્યામ સમાગમ નાવ,
પાર પલકમાં પહોંચવા, દીનાનાથ દે દાવ.
જુએ વ્હાલાની વાટ, બાળાઓ બેસી ઘરના ગોખમાં,
આવ્યા પિયુ પ્રભાત, ઝાંઝર ઝણુણુ ઝમકયાં ચોકમાં–રૂડી.

ડાહ્યાભાઈ ( ઉમાદેવડી. )

---

૪૭

જામે જયમ જય જામની જામે રસ ઝણકાર,
કુલટા મન કંકાસને સતી મન હરખ અપાર;
રાતલડી રળીયામણી, મનમોહનજી,
કરે ચાંદલિયો ચમકાર મનડું મોહ્યું રે મનમોહનજી.
શીયળવંતીને સાધવી તેના સુખના ઠાર,
બોલ્યા પ્રભુએ ખંતથી આ રાત્રી મોઝાર;
પ્રેમ ભરી સતી પ્રેમદા—મનમોહનજી
તેના વાલમ છે વશીકાર, મનડું મોહ્યું રે–મનમોહનજી૦

( ગુજરાતી; સૌભાગ્યસુંદરી. )

---

૪૮

મીઠી મીઠી રે નીંદ લ્યો હો પ્રાણુ,
દુ:ખીયાં દીલનો એક વિસામો રે;
તપતાંની અમી લ્હાણુ— મીઠી૦
રેલે શાંતિ શાંતિ ફરે જયાં,
નિદ્રા માતની આણુ— મીઠી૦

(ગુજરાતી:–અજબકુમારી.)

---

ધરોને વ્હેન ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસાર સુધારસ પાન—
ચંદ્રમુખે ચીડાઇને, તારાનાં મુખ શ્યામ
સદ્‌ગુણીનું મુખ ભાળીને, રમે દુષ્ટના રામ.
સખિ! જેને પતિનું માન, તેનાં ગાંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન, રમે રામા રસિક લઈ તાન.
ધરણીનાર સમ ગૃહિણીઓ, સેવે સ્વામિ પાય;
ચતુર ચંદ્ર સમ ધણી મળે, જય! જય! ત્યાં ઉચરાય.
ડાહ્યાભાઈ (વીણાવેલી).

---

૪૬

રૂડી રઢીયાળી રાત (૨) ચાલોને રમવા ચતુરા ચોકમાં;
લાગે હૃદય રળીયાત, (૨) આનંદ લ્હેકે છે ત્રણ લોકમાં.
મ્હાલે મદન જોબન વનમાં,
લાગી તાલાવેલી તનમાં,
ઓય ચાલો ચોકમાં—રૂડી૦
સાખી–જુએ ચકોરી ગાભરી, ચંદ્ર ઉદયનો ઘાટ,
વિરહે વ્યાકુળ વલ્લભા વ્હાલાની જુએ વાટ;
રતિ રસ રમણીઓ બની રંગ રાતી,
નણદીના વીરા વિના છાતી ભરાતી;
સાખી–જેને વીતી જગતમાં, તે પર પીડા જાણ,
સાકરના શોખીનને ભૂખ્યાનું નહિં ભાન.
શીદ સતાવો રે, સલુણા સુંદર! શીદ સતાવો રે,
પ્યાલો ધરીને પાસે વ્હાલા ટળવળાવો રે,

ધીરે ધીરે ગગનમાં વાદળી છુટી છવાતી,
સુખદ એ જોઈ સર્વે તુજ પીડા જાશે સમાતી— ઠંડી૦
(ગુજરાતી: કનકતારા.)

---

૫૨

મન હરનારી ખુશ કરનારી ખીલી ફુલવાડી સખી પ્યારી,
ન્યારી ન્યારી ખુશબો સારાં હર્ષ વધારી દે ભારી,
નિર્મળ વારિ તાપ દે ઠારી જાઉં વારી બલિહારી;
મોગરો ગુલાબ જાઈ, ગુલછડી સુખદાઈ,
ચંબેલી રહી છવાઈ, મનહર વનરાઈ;
કમલ તણી ગવાઈ કીર્તિ અલિથી ધાઇ ધાઇ
જાય છે લોભાઈ રસમાં ગણી નવાઈ,
બંધનમાં સપડાઈ, પછી રહે પસ્તાઈ.
સુગંધી પવન વાઈ રહે બધે પથરાઈ— મન હરનારી૦
( ગુજરાતી–શાકુંતલ. )

---

૫૩

મહા સુખકર મનહર વાટિકા
અગણિત પુષ્પ લતાથી પ્રફુલ્લિત [1]ગહેરી તમાલ તરૂની
ઘટા—ધ્રુવ૦
અતિ કોમળ નવ કુસુમની ઉપર ચઢી ચુસે [2]મકરંદ મધુકર;
વિવિધ પ્રકાર કરે મુખરી વર પહેરી પરાગ તણા દુપટા–મહા.
કોકિલ [3]કોક કપોત તણાં કુળ, [4]કેલિ કરે આનંદ ધરી ઉર,
ત્રિવિધ પવન તન તાપ કરે દુર, શી મનોહરી છવાઈ છટા–
નથુરામ.

---

૧ ઘેરી. ૨ ફુલનો રસ. ૩ ચક્રવાક. ૪ આનંદ ગમ્મત.

૪૯

જો જાય છે ઉડી ઉડી નિશા ધીમે વીતી,
તારા તણાં તેજે લીધું અંધારાને જીતી.
સાખી—મધુર કંઠ સાથે મળી ઝીણા ઝીણા સૂર,
કાને પડી મનને કરે હર્ષ થકી ભરપૂર.
સૂતાં છે પ્રાણી સર્વ શાંતિ પર ધરી પ્રીતિ,
તારા તણાં તેજે લીધું અંધારાને જીતી—જો જાય૦

(ગુજરાતી: કનકતારા).

---

૫૦

જાગો જાગો જીવન મારા સદ્ય થઈ સવાર !
છુટયો મંદ મીઠો વાયુ સુખદ અપાર— જાગો૦
શશી તો સંતાઈ ગયો આદિત્ય ઉદય થયો,
પૂર્વનો પ્રકાશ પેખો, કાપે અંધકાર— જાગો૦
દેવ દરબાર જાગ્યા, વાજીત્રો મધુરાં વાગ્યાં,
સૂચવે છે સ્વામી ! સમય દેવનાં દેદાર— જાગો૦

(ગુજરાતી: કરણઘેલો.)

---

૫૧

ઠંડી આ લ્હેકી વાયુની ધીમે ધીમે વાતી,
રૂડી આ વૃક્ષની હારો ઘટાવાળી સોહાતી— ઠંડી૦
કુદરતે આ લીલો છમ છે ગલીચો શો બીછાવ્યો ? !
મનોહર વેલીઓ નિરખી રૂડાં ઝાડો લોભાતી— ઠંડી૦

કોયલ મધુરી મુરલી બની છેડે નટવર કાન,
વિરહ ઘેલી ગોપી ઘણું તજી નીકળી અભિમાન;
રસિયા વિનાની બની બાળા એ વ્હાવરી,
વેણુ વસંત ચિત્ત વીંધી ગયો— શું૦
શીતળ સુખકર પવનની લ્હેર ઘુમે ચોપાસ,
જાણું રાધા કૃષ્ણજી રાસ રમે છે ખાસ ;
વિધ વિધ પંખીના વેણુ ઘુઘરી ઘમકે રે
મહિં મહિં મેનાના નાદ ઝાંઝર ઝમકે રે
નવ પલ્લવ વાઘો ધરી પચરંગી શિર પાઘ
ફાગ લાગ સાંધી રમે મદનરાજ મહારાજ !
લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમાં
પ્રીતિ ગુલાલ લાલ છાઈ ગયો— શું૦

ડાહ્યાભાઈ (અશ્રુમતી.)

---

૫૬

વાલમા જગ જીત્યું વસંતે—

વન ઉપવન કુસુમિત બની બેઠાં, દાખવે શોભા દિસંતે,
રમ્ય પ્રદોષ દિવસ સુખદાયક, [1]દારાંઓ દે રંગ દંતે,
વિરહીને વિષય ચિંતે.....જગ જીત્યું૦
મધુકર [2]નિકર મધુર મુખરી કરે, મસ્ત બને છે [3]મરંદે,
કોકિલ કોક કપોત કરે કલ, વિરહિણી નાથને નિંદે,
સંયોગિણી ફરતી સ્વછંદે...જગ જીત્યું૦ . . વાલ૦
પવન પ્રમાણ પ્રવાસિયો ચાલ્યા, ઉદ્યમ છોડ્યા અનંતે,

---

૧ સ્ત્રીઓ. ૨ ટોળાં. ૩ મકરંદ—ફુલનો રસ.

૫૪

[ ગરબી. ]

સોનેરી શો સુરજ ઉગ્યો વ્યોમે?
કિરણ કળી વિખરી નભે, ભોમે? ૧

જગમગતિ જ્યોતિ શી ફેલાવે?
નવા નવા રંગ નભે લાવે? ૨

ગગન શો ગુલાલ છે ઝળકાવ્યો?
કેસૂડાનો વ્હાર એ ભભકાવ્યો? ૩

કપોત, પારાવત, કંઈ છાયા,
જાંબૂ જામ્યાં, દુધ કંઈ ઉભરાયાં? ૪

દિપે કહિં સ્વસ્તિક, તોરણ કયાં,
પર્વતપર પર્વત કંઈ ઝબકયા? ૫

સોનાં કંઈ ઢોળ્યાં, મેદાને, નદે?
તરંગે સુરંગે ઝગંતાં વધે? ૬

વસંતે હસંતે અનંતે ઝુલે
ઝાકળ મોતી, નવ–પલ્લવ કે ફુલે? ૭

જ્યાં ત્યાં ઇંદ્રજાળ જમાવી દીધી?
હૃદય હરિ મોહિની મસ્તી કીધી? ૮

હરિલાલ ધ્રુવ.

---

૫૫

શું નટવર વસંત થઈ થઈ નાચી રહ્યો!
નાચી રહ્યો જગ નચાવી રહ્યો!— શું૦

કોયલ મધુરી મુરલી બની છેડે નટવર કાન,
વિરહ ઘેલી ગોપી ઘણું તજી નીકળી અભિમાન;
રસિયા વિનાની બની બાળા આ બ્હાવરી,
વેણુ વસંત ચિત્ત વીંધી ગયો— શું૦
શીતળ સુખકર પવનની લ્હેર ઘુમે ચોપાસ,
જાણું રાધા કૃષ્ણજી રાસ રમે છે ખાસ ;
વિધ વિધ પંખીના વેણુ ઘુઘરી ઘમકે રે
મહિં મહિં મેનાના નાદ ઝાંઝર ઝમકે રે
નવ પલ્લવ વાઘો ધરી પચરંગી શિર પાઘ
ફાગ લાગ સાંધી રમે મદનરાજ મહારાજ !
લ્હેરી લાલાથી રમે લલનાઓ લાડમાં
પ્રીતિ ગુલાલ લાલ છાઈ ગયો— શું૦

ડાહ્યાભાઈ ( અશ્રુમતી.)

---

### ૫૬

વાલમા જગ જીત્યું વસંતે—

વન ઉપવન કુસુમિત બની બેઠાં, દાખવે શોભા દિસંતે,
રમ્ય પ્રદોષ દિવસ સુખદાયક, [1]દારાંઓ દે રંગ દંતે,
વિરહીને વિષય ચિંતે.....જગ જીત્યું૦
મધુકર [2]નિકર મધુર સુખરી કરે, મસ્ત બને છે [3]મરંદે,
કોકિલ કોક કપોત કરે કલ, વિરહિણી નાથને નિંદે,
સંયોગિણી ફરતી સ્વછંદે...જગ જીત્યું૦ . . વાલ૦
પવન પ્રમાણુ પ્રવાસિયો ચાલ્યા, ઉદ્યમ છોડ્યા અનંતે,

---

૧ સ્ત્રીઓ. ૨ ટોળાં. ૩ મકરંદ—ફુલનો રસ.

જોગી બન્યા સહુ ભોગી ભ્રમાઈ, કેર કર્યો રતિકંથે,
સંભારી સુંદરીઓને સંતે...જગ જીત્યું૦...વાલ૦

× × × ×

નથુરામ.

---

૫૭

ચડી આવ્યાં વાદળ કાળાં, ગરજે વરસે ચઢી ઉતરે,
વિધ વિધ વિદ્યુતવાળાં.........ધ્રુવ૦

મોર પપીહાને હરખાવે, તરસાવે વિરહી વામા,
મૂશળ ધારાને વરસાવે, રસપ્રદ પૂર્ણ રસાળાં........ચડી૦

[1]અંજન વર્ણ કરે નભ આખુ, [2]ગંજન [3]કંજ સમૂહ કરે,
શીત [4]પ્રભંજન કરે સદા રંજન અભિસારિણી બાળા...ચ૦

નિજ બળથી રવિ [5]રશ્મિ ઢાંકે, કરે દિવસ માંહિં રજની.
ખલ્ક કરે ખદ્યોત પ્રભામય, કરી વન [6]હરિત રૂપાળાં...ચ૦

નથુરામ ( કુમુદચંદ્ર. )

---

૫૮

ઝર્મર્ ઝર્મર્ મેહુલો વરસી રે ! ઝર્મર્૦
અધીરી રસ–મધુરી વાદળી વિલસી રે' ?
ઘોરઘને ઘટા છાઈ, તિમિર પ્રસવી રે' ! ઝર્મર્૦
નવીન ઘન વિલોકી, હર્ખી, નૃત્ય આદરે,

---

૧ કાજળ. ૨ ગંજન કરે–શરમાવી દે. ૩ કેશ; વાળ. ૪ વટોળિયા–સખત પવન. ૫ કિરણ. ૬ લીલાં.

તરૂવર ગિરિ શિખર, મોર ઓ કળા કરે !
તરસ છિપાવા આ બપૈયો પિયૂ પિયૂ કે' !—ઝરમર૦
પશુ પંખી વૃંદ જળે ઝાડ ઝુંડ સેવવા ચહે !
ખળ ખળ પ્રબળ—ઝરણુ રણકે વહે !
ઘૂઘવાટ સુસવાટ નદે પૂરે ઉલટે—ઝરમર૦
કોયલડી સુરે મધુરે ટહુકે શી હઠે ?
શાંતિ સુવિશ્રાંતિ ભરી ઠામ ઠામ વ્યાપિ એ !
ભ્રાંતિ ક્ષીણકાંતિ હાયે ! વિધિયે દિધી હું—ને ઝરમર૦

હરિલાલ ધ્રુવ.

---

૫૯

વ્હાલી ! પે'લો જો ! ઘનદ્વીપ પડ્યો આકાશમાં રે
કનકમય હાસમાં રે. વ્હાલી૦—

ચંદા, તારા, ઉત્સુક ઉભી,
સાન્ધ્ય ઘન દ્વીપની જોવા ખૂબી,
રહી ઝઝૂમી જો ઉંચા આવાસમાં રે
કુતુકમય હાસમાં રે વ્હાલી૦—૧

એ દ્વીપ અલૌકિક રસ ભરિયો,
અનેક ત્યહાં પડી અમરનગરિયો,
સુન્દરતાના સરોવરો એ વાસમાં રે
રજતમય હાસમાં રે વ્હાલી૦—૨

એ સરવરમાં સ્નાન કરંતી,
જ્યોત્સ્નામય વપુવાન ધરંતી,
દૈવી લલના રમતી લલિત વિલાસમાં !
વિમલ મૃદુહાસમાં રે, વ્હાલી૦—૩

એ લલનાને તું ઓળખતી,
ઓળખી મ્હેં પણ એ દિવ્ય રતિ,
દર્શન જે દે કદિ આ મર્ત્ય નિવાસમાં રે,
પ્રેમમય હાસમાં રે, વ્હાલી૦—૪

ચાલ્લા વહાલિ ! એ દ્વીપે વશિયે,
એ લલના સંગે કંઈ હશિયે,
તરિયે સુન્દરતા સરમાં ઉલ્લાસમાં,
હૃદય વિકાસમાં રે, વ્હાલી૦—૫

ચંદ્ર કિરણથી તારક ફૂલની,
માળા ગૂંથી અણગણુ મૂલની,
બાંધીએ લલનાને એના પાસમાં રે,
કાંઈ વિલાસમાં રે, વ્હાલી૦—૬

ગૂંથાઈ એ માળાથી સર્વે,
તું, હું, એ લલના કંઈ ગર્વે,
રમિયે, રમિયે, કાંઈ અલૌકિક રાસમાં રે,
નિરંતર હાસમાં રે, વ્હાલી૦—૭

નરસિંહરાવ.

---

૬૦

અતિ ગૂઢ ઊંડા ઊંડા ઘોષ ઓ !
ત્હારો ઉંડો ઉંડો શો પ્રભાવ !
રેડે હૃદયનાં ઉંડા મૂળમાં
કાંઈ ઉંડા ઉંડા દિવ્ય ભાવ.

સ્થાવર જંગમ વિશ્વ આ સહુ સુવે અંધારી રાત,
તેહ વેળા તારાગણુને સુણાવે ત્હારૂં ગાન ગંભીરૂં અગાધ રે.
ઉંડા ગૂઢ ઉંડા એ ઘોષ !—

ચકિત બની રહી તારલા એ સુણી રહે એકતાન;
અનન્તતાનાં ઉંડા સ્વપ્નાં વિશે તારાગણુને ઘુમાવે તુજ ગાનરે,
ઉંડા દિવ્ય ઉંડા એ ઘોષ !—

કલહ, કપટ, દ્વેષ, ક્રૂરતા,—એવા કર્કશ નાદ અનેક,
એ સહુ તુજ ઘેરા ગાન વિશે કંઈ જાય ડૂબી એકાએક રે,
ઉંડા અદ્ભૂત એ ઉંડા ઘોષ !—

તત્વ ઉંડું કંઈ શોધતાં મ્હોટા કવિવર ગાએ ગાન,
તે ગાન તુજ ભવ્ય ગીત ધ્વનિનો નવ અંશ બને અણુમાન રે,
ઉંડા હૃદય મથન એ ઘોષ ?—

તોય હૃદય મુજ ઘેલું બની કંઈ મારે ઊંચી ઉંચી ફાળ;
મર્ત્ય પામર કેમ પામી શકે ત્હારી શક્તિ ઉંડી ને વિશાળ રે,
ઉંડા દિવ્ય ઉંડા એ ઘોષ !—

મર્ત્ય જીવન માંહિ વ્યાપી રહી દુષ્ટ ભાવ તણી વિષરેલ,
તુજ બળે ટળી જાય ખરી, તે હું ટાળી શકું શી પેરરે ?
ઉંડા દિવ્ય પ્રભાવ એ ઘોષ !—

તોય યાચું દીન ભાવથી હું, રાખી ઉંચી ઉંચી આશ !
એકજ અંશ તુજ શક્તિ તણો આપ મુજને ન કર તું નિરાશરે
અરે તું ઉંડા ઉંડા ભવ્ય ઘોષ !—

નરસિંહરાવ.

એ લલનાને તું ઓળખતી,
ઓળખી મ્હેં પણ એ દિવ્ય રતિ,
દર્શન જે દે કદિ આ મર્ત્ય નિવાસમાં રે,
પ્રેમમય હાસમાં રે, વ્હાલી૦—૪

ચાલો વહાલિ ! એ દ્વીપે વશિયે,
એ લલના સંગે કંઈ હશિયે,
તરિયે સુન્દરતા સરમાં ઉલ્લાસમાં,
હૃદય વિકાસમાં રે, વ્હાલી૦—૫

ચંદ્ર કિરણથી તારક ફૂલની,
માળા ગૂંથી અણગણુ મૂલની,
બાંધીએ લલનાને એના પાસમાં રે,
કાંઈ વિલાસમાં રે, વ્હાલી૦—૬

ગૂંથાઈ એ માળાથી સર્વે,
તું, હું, એ લલના કંઈ ગર્વે,
રમિયે, રમિયે, કાંઈ અલૌકિક રાસમાં રે,
નિરંતર હાસમાં રે, વ્હાલી૦—૭

નરસિંહરાવ.

---

૬૦

અતિ ગૂઢ ઊંડા ઊંડા ઘોષ ઓ !
ત્હારો ઉંડો ઉંડો શો પ્રભાવ !
રેડે હૃદયનાં ઉંડા મૂળમાં
કાંઈ ઉંડા ઉંડા દિવ્ય ભાવ.

સ્થાવર જંગમ વિશ્વ આ સહુ સુવે અંધારી રાત,
તેહ વેળા તારાગણને સુણાવે ત્હારૂં ગાન ગંભીરૂં અગાધ રે.
ઉંડા ગૂઢ ઉંડા એ ઘોષ !—

ચકિત બની રહી તારલા એ સુણી રહે એકતાન;
અનન્તતાનાં ઉંડા સ્વપ્નાં વિશે તારાગણને ઘુમાવે તુજ ગાનરે,
ઉંડા દિવ્ય ઉંડા એ ઘોષ !—

કલહ, કપટ, દ્વેષ, ક્રૂરતા,—એવા કર્કશ નાદ અનેક,
એ સહુ તુજ ઘેરા ગાન વિશે કંઈ જાય ડૂબી એકાએક રે,
ઉંડા અદ્દ્ભૂત એ ઉંડા ઘોષ !—

તત્વ ઉંડું કંઈ શોધતાં મ્હોટા કવિવર ગાએ ગાન,
તે ગાન તુજ ભવ્ય ગીત ધ્વનિનો નવ અંશ બને અણુમાન રે,
ઉંડા હૃદય મથન એ ઘોષ ?—

તોય હૃદય મુજ ઘેલું બની કંઈ મારે ઊંચી ઉંચી ફાળ;
મર્ત્ય પામર કેમ પામી શકે ત્હારી શક્તિ ઉંડી ને વિશાળ રે,
ઉંડા દિવ્ય ઉંડા એ ઘોષ !—

મર્ત્ય જીવન માંહિ વ્યાપી રહી દુષ્ટ ભાવ તણી વિષરેલ,
તુજ બળે ટળી જાય ખરી, તે હું ટાળી શકું શી પેરરે ?
ઉંડા દિવ્ય પ્રભાવ એ ઘોષ !—

તોય યાચું દીન ભાવથી હું, રાખી ઉંચી ઉંચી આશ !
એકજ અંશ તુજ શક્તિ તણો આપ મુજને ન કર તું નિરાશરે
અરે તું ઉંડા ઉંડા ભવ્ય ઘોષ !—

નરસિંહરાવ.

૬૧

ભૂરા વ્યોમ વિશે ગિરિરાજ ઓ !
છાના લેખ લખે શા આજ ?

મેઘમાળ તુજ કંઠ વળગતી, ત્હેને ન જોતો લગાર;
ઉંચા ઉંચા ભૂરા વ્યોમ વિશે તું લેખ લખે શા હજાર રે.
છાના લેખ લખે શા હજાર ?

આવી પડંતી ઉછંગમાંરે કાંઈ હસતી ધૂમસની હાર
પ્રતિહાસ ત્હેને ન દેતો તું તો ઊંડા મૌન તણો ધરી--
ભાર રે....છાના.

નાદ સનાતન સિન્ધુ તણો રેડી રેડી હૃદય મોઝાર
ઘોળી ઘોળી ગાન અંતરમાં રચ્યું
ત્હેનો કરે ઉદ્‌ગાર રે--છાના લેખ.

સ્યામ રજનિ નિજ અંગુલી નચવે વ્યોમ પટે જે વાર,
તારકમય ગાન ચમકી એ રહે તોએ
વાંચી શકું ન લગાર રે.
ઊંડા લેખ લખ્યા ગિરિરાજ.
ગૂઢ અર્થ તમ હૃદય તણા પછી, કેમ ઉકેલું હું બાળ.
દીન બની લહું આનન્દ ઊંડો
ઊંડો માનું ઉપકાર રે
સિન્ધુ ! કોકિલ ! ને ગિરિરાજ !

નરસિંહરાવ.

---

૬૨

ઓ વ્હાલાં કુસુમ ! સ્તુતિ ત્હમારી શી કરીએ !
સલુણાં ! સ્તુતિ શી કરીએ ! સલુણાં ! ! સ્તુતિ શી કરીએ
સલુણાં ! ઓ વહાલાં કુસુમ ! સ્તુતિ૦
હિત બોલો સલુણા !
, [1]ઋત બોલો, સલુણાં !
ઓ વહાલાં કુસુમ ! સ્તુતિ તમારી શી કરીએ !
દેવ દયાનાં લાડીલાં !
વિમલ વસન્ત સ્વરૂપ !
ચડતાં ! પડતાં ! અડતાં ! રડતાં !
અમે કચરાઓનાં કૂપ ! સ્તુતિ શી કરીએ ! સલુણાં !
અરે ! બોલો ! બોલો ! સ્તુતિ શી કરીએ !

મણિશંકર રત્નજી ભટ્ટ.

૬૩

કોઈ દુધ લ્યો દિલરંગી,
શોખિલા શાણા ઉમંગી—હો— કોઈ૦
કેફી પીએ કસુંબલો, ગાંજો પીએ અબુધ,
દારૂ દિવાના પીએ, દાના પીયે દુધ—હાં-- કોઈ૦
એક અમીરસ દેવનો, બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીયે કાયા હેમ—હાં—કોઈ૦

× × × ×

ગુજરાતી—(વિક્રમ ચરિત્ર.)

૬૪

ઉપજી હંસને આ શી મતિરે,
  ભુલ્યો નિજ સ્વરૂપનું ભાન, આ કાળ ઉપજી૦
માન સરોવર તીરે શોભતોરે,
  પાસે હંસ હતા દશ વીશ, તે કાળ ઉપજી૦
પામ્યો સુંદર વિષની પુતળીરે,
  તેથી રમતાં સોંપ્યું શીશ, આ કાળ ઉપજી૦
ચણતો ચતુર મોતી મૂલનાંરે,
  કરે હવે અન્ન તણો આહાર, આ કાળ ઉપજી૦
કરતો દ્રષ્ટિ ન દેખત ઉર્વશી રે,
  કરે નટડી સંગ વિહાર, આ કાળ ઉપજી૦
બેડા બીજાના પાર ઉતારતો રે,
  તેનું નાવજ ગોથાં ખાય, આ કાળ ઉપજી૦

વાઘજી (ત્રિયારાજ.)

---

૬૫

ઉડો નાદાન મન બુલબુલ, રહો ગુલઝારમાં ના ના;
વફાઈ એક પણ ગુલની, દીઠી ભર પ્યારમાં ના ના,
સુણાવો ગાનની તાનો, જઈને દ્વાર દર્દીને;
અરે ! બેદર્દીને દર્દે, રહો દરકારમાં ના ના.
રહો જ્યાં ચંગને ઉમંગ વીણા નાદ વાજે છે,
ઘડી આ બેવફાઈના રહો દરબારમાં ના ના.
સુકાશે તાહરૂં ગુલઝાર, પણે જો ગ્રીષ્મ આવે છે,
પ્રજળશે વિશ્વ વહ્નિથી, રહે તુજ પાંખડી ના ના.
સુકોમલ પાંદડી ઉપર, ઉન્હાં અગ્નિ થકી તારાં,
અરે અફસોસ આંસુએ, અસર કાંઈ કરી ના ના.

રૂવે તું રાતમાં જ્યારે, હસે ત્યારે ગુમાની ગુલ;
અરે ! એને દિલે દૈવે, દયા પેદા કરી ના ના.
સુંગધી વાસમાં ઉદાર, મફત છે જન્મથી તેમાં,
ન બાકી બોલની રાખી, કૃપણતામાં જરા ના ના.
વિધિના ઉલટા અંકો, [1]સુવરણે કયાં થકી [2]સુરભિ;
તુંને કોમલ અહો, મન કેરી, કોમલતા કરી ના ના.
વળી જો એ સવારે સર્વ અંગો અંગ ખિલવીને,
જઈ ઠરશે બીજે હાથે, વફાઈ કંઈ ધરી ના ના.
બળાપા બાલનાથી રાતભર [3]રાકાપતી દાઝયો,
સમુદ્રે જઈ પડયો શીતલ હવાં શાંતિ રહી ના ના.

બાલાશંકર.

૬૬

રે ભોળા મધુ લાલચી ભ્રમર તું જાતો ન ચમ્પા કને,
માની લે સુખ માલતી મહિં પૂરૂં, સ્હેજે મળી જે તને;
ચમ્પામાં ચતુરાઈ તારી ઘટશે, ચમ્પાઈ જાઈશ તું,
તારૂં કામ નથી અને કરીશ તો, ખત્તાજ ખાઇશ તું.

નથુરામ ( કુસુદચંદ્ર. )

---

૬૭

કમલિની–દૂર દૂર દૂર દૂર જા, ભમરા, તું દૂર દૂર–ધ્રુવ.
કમલિની તું કોમળ દળવાળી
કાંટાવાળો તું ક્રૂર ક્રૂર ! જા, ભમરા૦
ભોગી પરાગનો, અલ્યા, તું એકલો
સ્વાર્થ વિશે છે શૂર શૂર ! જા, ભમરા૦

---

૧ સોનું. ૨ સુગંધ. ૩ ચંદ્ર.

ભ્રમર—કમલિની ! ખોટું સમજવે તું શૂરી !
માનિની ! આમ ન ભૂલ ભૂલ–માનિની૦
રાત રાખીને કેદ કરે, બની
વજ્ર સમું કુંળું ફુલ, ફુલ ! માનિની૦
તજી કુસુમવન, કામી કમળને
શિર ઘાલે પરાગની ધૂળ ધૂળ ! માનિની૦

ગો. મા. ત્રિપાઠી.

---

૬૮

રસિયો ગુંજે મધુકર કુસુમ લતાના કુંજમાંરે—
તરૂવર વૃંદમાંરે૦—ટેક

ભૂં ભૂં કરંતો ફરતો રસિયો, કુસુમતણો મનમાં રસ વસિયો.
ચુમે ચસચસી મસ્તાનો બેભાનમાંરે— રસિયો૦
વિવિધ કુસુમડાં હીંચે વેલી, શિખા શૃંગજળ કુંજઝબોળી,
મધુર પંખીડાં આલાપે સ્વચ્છંદમાંરે— રસિયો૦
વન ભુમિ બહેકે પુષ્પ પરાગે, મત્તમયૂર વનમાં લલકારે,
ગાજે કુંજો નૂતન સુધાપડ્યું કાનમાંરે— રસિયો૦
ગાન મધુરૂં કરતો ફરતો, મુગ્ધ કળીને એ ભોગવતો,
દેતો છુપો પ્રેમ–મંત્ર શું કાનમાંરે— રસિયો૦
મુગ્ધ કળીને મૂળે બેસી, અધર સુધા લે ચુસી ચુસી,
માર્યો પંજો ભૃંગ રાજ મસ્તાનીમાંરે— રસિયો૦
શાંત શાંત લીધું વન સઘળે, ગ્રીષ્મ તાપ પણ નવ ભુલાવે,
રસિક ભૃંગ કુંજે ઘૂમે રસ ઘૂનમાંરે— રસિયો૦

મણિશંકર ગોવિંદજી ત્રવાડી.

૬૯

નાચે રસ ભીનો અલબેલો આવી રંગમાં રે,
શ્યામા સંગમાં રે નાચે૦ ધ્રુવ.

[1]વિજળી વ્યોમ છટાથી તરે છે.
ઘોર ઘટા ઘન શોર કરે છે
જોબન જોર ભરે છે એના અંગમાં રે, શ્યામા સંગમાં રે૦

હર્ષ પ્રિયા નિરખી પિયુ પામે,
લોચન લોચન માંહિ વિરામે,
પ્રેમ પરસ્પર જામે પૂર્ણ પ્રસંગમાં રે, શ્યામા સંગમાં રે૦

રાગ પ્રસન્ન મનોહર ઘેરો,
[1]હારક, નાજુક ઢેલડી કેરો,
કરતો વિવશ નમેરો છેક અનંગમાં રે, શ્યામા સંગમાં રે૦

હૃષ્ટ ઉડે ચરણો પ્રિય પાસે,
મોહ કરે મધુરૂં મુખ હાસે,
ધસતો ભાસે વીર કુશલ રતિ જંગમાં રે, શ્યામા સંગમાં રે૦

પિચ્છ પ્રદેશ જલે છવરાયો
ગર્જનનું કરી પાન ધરાયો,
ચાલી હવે પ્રિય પાસ ભરાયો સંગમાં રે, શ્યામા સંગમાં રે૦

મણિશંકર રત્નજી ભટ્ટ.

---

૭૦

આ વેરાન વિશે આ વેળ શો
મીઠો ટુહુટુહુકાર ?
તપી સૂકી વન ભૂમી બધી, મહિં એક લીલું કુંજાગાર;

---

૧ આકર્ષક. મન હરે તેવો.

ઉંડી બેઠી મહિં એકલી પેલી કોયલ અમૃતની ધાર
રેડે રેલી મીઠો ટુહુકાર.
રેલાઈ રેલ અમીતણી એ ફેલી વેરાન મોઝાર;
તપ્ત શિલા તૃણ શૈલનાં બન્યાં શીતળ જોતાંવાર;
આ શો મીઠો ટુહૂટુહૂકાર ?
સૃષ્ટિ બધી અમીપૂરથી ભરી, ખાલી નહિં તલભાર,
તો કેમ આ ક્ષણ પેસે નહિં, જો ભેદી આ હૃદયદ્વાર
આવો મીઠો ટુહૂટુહૂકાર ?
અવિરત અમૃતની ધાર આ મ્હેં પીધી અણગણવાર;
ધરાઈ જઈ એહ રેલથી જડ હૃદય બન્યું શું આ વાર ?
પીએ ન મીઠો ટુહૂટુહૂકાર.
દિવ્ય ગાન તુજ કોકિલા ઓ ! સંતૃપ્તિ કેમ તે ઠાર ?
સંતૃપ્તિ લૌકિક વસ્તુમાં; અને નિશ્ચે અલૌકિક સાર
ત્હારો દિવ્ય ટુહૂટુહૂકાર.
તો હું માગું આજ કોકિલા ! તુજ દિવ્ય પ્રભાવ અપાર;
પ્રેરી દિવ્ય ટુહૂટુહૂકાર;
જેથી એ લીલું કુંજ બની રહે સૂકા ભવરાન મોઝાર;
કવિત કોકિલા માંહિ વસી રેલે અવિરત ને સુખકાર
તુજશો મધુર ટુહૂટુહૂકાર.
નરસિંહરાવ.

---

૭૧

## મારી કોયલડી !

મારી કોયલડી બોલ રે તું મીઠી, ઝટક પટક !
કુઉ કુઉ કુઉ કુઉ—
તારી આંબાની ડાળ, તારી સરોવરપાળ;

તને હેતથી ધરાવું મીઠી કેરીના થાળ,
મીઠી એકવાર બોલ—એક એકવાર બોલ.
સાત તવા કેરૂં સોનું કઢાવું, તું બોલ,
તારે કાજે રૂડું પાંજરૂં ઘડાવું, તું બોલ,
માંહી હીરા મોતી માણેક જડાવું, તું બોલ,
રામ સીતા કેરાં નામો પઢાવું, તું બોલ,
અરે બોલ બોલ બોલ બોલ બોલ.
કોયલ બોલે કુઉ કુઉ--મારી કોયલડી૦

(ગુજરાતી: કુન્દબાળા.)

---

૭૨

વ્હાલી ! સાંભળ પેલી કોયલડી તરૂવૃન્દમાં રે
ગાતી છંદમાં રે વ્હાલી૦ ધ્રુવ.

શાન્ત રજનીમાં ચમકી ચાંદની
જો આછી પથરાઈ વાદળી,
આવે ટહુકો અનિલ લ્હેરે કંઈ મંદમાં રે
ગાતી છંદમાં રે—વ્હાલી૦

વ્હાલી ! એ તુજને બોલાવે,
મીઠી મીઠીને મન ભાવે,
દેની ટહુકો પાછો કોમળ કંઠમાં રે
ગાતી છંદમાં રે—વ્હાલી૦

ટુહૂ ટુહૂ કરી જો ફરી આવ્યો
મીઠો રવ અમીરસ શો લાવ્યો
કોયલડી રહી છુપી ઝાડના ઝુંડમાં રે
ગાતી છંદમાં રે—વ્હાલી૦

ચાલો પ્રિય ! સુણિયે એ મીઠી,
મેં મધુરી ગાનનદી દીઠી,
ચળકંતી ચાલે જે પેલા ચંદમાં રે
ગાતી છંદમાં રે—વ્હાલી૦

નરસિંહરાવ.

---

૭૩

ઓ સિરિ કોકિલ તું !
શું અદ્ભુત રેલે ગાન ! ઓ ગિરિ કોકિલ તું;
તુજ ગૂઢ અર્થનું જ્ઞાન પામું ન કો દિન હું.
મેઘ શિખર છુપી ચંદા વરસે સ્મિત અમીધાર અનન્તરે,
ને ગિરિ, તરૂ, જળ, મત્તજ ઘૂમે—એવું ગાન રેલંત,
ઓ ગિરિ કોકિલ !—તું૦
લતા-માધવી ઉછંગ ઉછળી કળી રમે લાજાળરે,
સુગન્ધને સ્મિત ચોગમ વેરે—એવી મધુર રવધાર,
ઝરે ગિરિ કોકિલ ! તું૦
ટિટ્ટૂ ટિટ્ટુ ગાન કુંઆળે ભમતું નભ મોઝારરે;
ગિરિશૃંગોમાં ધ્વનિ મધુરો દઈ રમ્ય રજતરણકાર,
કરે ગિરિ કોકિલ ! તું૦

નરસિંહરાવ.

---

૭૪

મ્હેનાં કોયલડી ! બોલ, મધુર તુજ વેણાં
મ્હેનાં કોયલડી !
ઉંડી એકલડી ! બોલ બધિર દુનિયાના કાનો, કોયલડી !
મ્હોર વીણી વીણી ટોચે બેસે ! રસકસ ચૂસે, નાચે હીસે !

એકલતા છાજે શું એવી ! ક્‌હેનાં કોયલડી ! કહેનાં કોયલડી !
ગાન ઋચાની અમીય ધરી ધારે, પતિત આણના પાશ નિવારે !
સાર્થકતા સોહે શિર એવી ! ક્‌હેનાં કોયલડી !
પુણ્યાત્મા વન આંગણ શોધે, પુણ્ય રવો ગ્રહી સનગતિ રોધે !
એ વિરલા ! જગ કાળું, ક્‌હેનાં કોયલડી ! કાળી કોયલડી !
કાલી વાણી, તુજ, કાયે કાળું, મર્ગ વરેણ્યનું છાયે ઉજાળું !
તસ ઠર્યા કહે આશિષ વાણી ! કાળી કોયલડી !
ક્‌હેનાં કોયલડી ! મીઠી કોયલડી !
ગ્રહી ઉંચા સુર દિવ્ય કયહાંથી ? મ્હોર નીચે લુમખતા ત્યાંથી !
એ રસમન્ત્ર કુંકારો ક્‌હેનાં કોયલડી ! કહેનાં કોયલડી !
શ્રદ્ધા, પ્રેમ, વિનયના, સંયમ, રવ તુજ રેલે અનુપમ પંચમ
અમ મોરલી એ સુર વાજે, ક્‌હેનાં કોયલડી ! કહેનાં કોયલડી !

નરસિંહરાવ હરિલાલ ધ્રુવ.

---

૭૫

રમ્ય શિશિરની ઉષા ઝળકી રહીરે લોલ
ધુમસ કણથી વિલસતા ગુલાબના વનની મહિંરે લોલ.
સારિકા પ્રિયસંગ હું વિહારિણી રે લોલ.
કાઢી સુરમૃદુલ કુહૂરવતાનના રે લોલ.
કોકિલા હું રમતી મોદકારિણી રે લોલ.
બુંદ પડે ઝરમર વરસાદના રે લોલ
નૃત્ય લલિત પ્રિય કલાપી સંગ કરતી સાંજના રે લોલ.
મોરલી હું વિમળ પ્રેમધારિણી રે લોલ.

મ. હ. મહેતા.

---

૭૬

ઝુલો ઝુલો વ્હાલા બાલ મ્હારા !
લોચનિયાંના તારા, હીંચોને ઉમંગમાં !—ઝુલો૦
લાલ ! મ્હાલો મઝાને મંદિરિયે !
વ્હાલ ! હાલો અંબારે ઉજાળિયે !
ઉછાળીએ, રમાડીએ—ઉમંગમાં !
ઓળોળોળો હાં. ઓળોળોળો હાં—ઝુલો૦
પ્રભુપદમાં તુજ બાંધ્યાં પારણિયાં,
બ્રહ્મલોકનાં બતાવોને બારણાં;
ઉજાસભર્યા મુખડાંનાં લઇયે ઓવારણાં,
ઓળોળોળો હાં, ઓળોળોળો હાં;—ઝુલો૦
લલિત.

---

૭૭

વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ,
પ્રાણના પ્રકાશ છો પ્રફુલ્લ જો,
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.
આશાનો જરેલ મ્હારો માંડવો રે લોલ,
ગુંથી સૌભાગ્ય કેરી વેલ જો ! વ્હાલાં૦
આવો પીયૂષ પાઉં ઉરનાં રે લોલ,
નેત્ર માંહિ આંજું રૂડાં તેજ જો ! વ્હાલાં૦
પ્રેમનું ઘડાવું રૂડું પારણું રે લોલ,
શોભાના બંધાવું હું હિંડોળ-જો ! — વ્હાલાં૦
પ્રભુની કરૂણા કલા શાં આવજો રે લોલ,
હસજો કંઇ બાલ રૂડાં હાસ જો ! વ્હાલાં૦
ના. દ. કવિ.

---

૭૮

ફુલ મ્હારૂં પોઢે છે, પોઢે છે.
હાંરે જરી ધીમી હો! બ્હેન ! જરી ધીમી
હાંરે પશ્ચિમોદધિની લ્હેર આવ્યે ભીની રે.....ફુલ૦
હાંરે લહરી બ્હેની ! ધીરી તું ધીરી વાજે,
હાંરે ત્હારા ઉદધિનાં ગાન ગંભીર ગાજે રે....ફુલ૦
હાંરે શીતલ ચન્દ્રને ચૂમીને આવી બ્હેનાં !
હાંરે સ્ફુરવ વિરમતાં કોમલાં શું ત્હેનાં રે...ફુલ૦

ના. હ. કવિ.

---

૭૯

પારણિયાં સૂનાં સૂનાં કંઈ મ્હારા બાલનાં.
આછેરી આછેરી ઉડી રહી ચન્દન ચાંદની,
મ્હારે ભુવન ભુવન અજવાળાં આછાં થાય
ફુલમાં તારલિયા પગલીઓ મધુરી પાડતા
મ્હારાં નયન નયનમાં અમી અંજન અંજાય;
પારણિયાં પણ સૂનાં—સૂનાં મ્હારા બાલનાં.
કુમળાં પ્રભાતનાં તેજે વનવન અજવાળિયાં,
મ્હારે આંગણિયે પૂરાયો મધુર ઉજાસ,
મીઠડી કોયલડી કાલું કાલું કંઈ બોલતી,
મ્હારે અંતર ઉપડે પ્રતિ કલરવનાં હાસ
પારણિયાં પણ સૂનાં—સૂનાં મ્હારા બાલનાં.
આવે ગાતા રમતા મરૂત બાલ પશ્ચિમના
પ્રભુનાં આશીર્વચનો સૂને ઝૂલે ઢોળાય,
રમતી સખી ફુલે પ્રભુનાં ગીત ગાતી બાલુડા !

મ્હારાં નયનો ભરતી ક્યાં તુજ કાન્તિ સુહાય !
સખિ ! જઈ દૂર રમાડે કાં તે પ્રભુની માધુરી ?
પારણિયાં સૂનાં—
સખિ ! જો અલિ ! મોંઘાં પારણિયાં સૂનાં કંઈ
આપણા બાલનાં.

( ના. દ. કવિ. )

---

૯૦

ઘુમે મારા બટુક કિશોર કુમાર
ઘુમે વીર વિરલા રે લોલ !
હૈયાના હારમાં રૂડા પરોવ્યા તારલા,
પગલાં પ્રભુનાં સાંધે સાંકલડી સ્નેહની....ઘુમે૦
ઉંચે આકાશ ને નીચે સરોવર ઉરનાં,
હીંચે પારણિયાં વચ્ચે બ્હેનના વીરનાં...ઘુમે૦
વ્હાલપની ઘુઘરી ઘમકે છે છેલડે,
વત્સલ બ્હેનાં હેતે હીંચોળે વીરને....ઘુમે૦

લલિત.

---

૯૧

સંતાન સમું સુખ વિશ્વમાં બીજું નહિં
શીત ઝરણુ તસ વાળુમાં બીજું નહિં;
આ જહેરથી ભર્યા જગત્ મંહિ આરામ ઠામ,
સંતાનના સમું અમીભર્યું બીજું નહિં,
આશા નવનવી તણું વ્હાલું વિલાસ સ્થાન,
સંતાનના સમું મને દીસે બીજું નહિં.

(ગુજરાતી-બારીસ્ટર.)

---

૯૨

ડગ મગ ડોલે સ્વજનના પ્રાણ !
તન મન મોહે એવી મજાની લ્હાણ ! .............ડગ૦
આંખલડીનાં આંજ્યાં પ્રિયજન રાચે
 વ્હાલાં લગાડે પરસ્પર પ્રાણ !
હાથને હિંડોલે દંપતી ઝુલાવે
 થનગન નાચે બાળકડાં પ્રાણ ! .............ડગ૦

લલિત.

---

૯૩

સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી,
પરસ્પર પ્રેમના આચારની તો રીત જૂદી—ધ્રુવ.
 સોઽહં સોઽહં સતી રટે, સાહં સાહં કંથ,
 સેવે એક બીજાં સદા, એ સહચાર અનંત;
વિરહ સહવાસની જાદુઈ બલિહારીજ જૂદી,
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એય જૂદી;—સ્વ૦
 અબોલ આંખે સમજતાં વ્હાલપની કંઈ રીત,
 અમીમય હૈયાં ઉમળકે, થાય પરસ્પર લીન;
સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી.

લલિત.

---

૯૪

 શાણી શ્યામાની બલિહારી;
 સેવા ધરીને વશ કરનારી;
 સુજ્ઞ સુલક્ષણી રસિક નારી;
 અગલે ડગલે સ્હાતી સ્હાતી;

પ્રિય જનમય–જીવન કરનારી;
સ્નેહ યજ્ઞમાં ભોગ થનારી...શાણી.

લલિત.

---

૮૫

જગત સુખ નારી સમાન ન કોઈ
સરસ સંસારી એ ખુશબોઈ—ધ્રુવ૦
મિત્ર સગા સહુ સુખના સાથી, કરશે તે બદગોઈ
સત્ય એક એ સાથી તમારી ન તજે આફત જોઈ—જગત૦
બળી જળી કણુ સાંજ સમે પતિ, ઘર આવે ધન ખોઈ
મધુર પ્રેમ રસ પ્યાલો પાઈ દિલ દુઃખ નાખે ધોઈ—જગત૦
સુખ ગોરસની રવૈ જગતમાં, નારી હાથ વલોઈ
દુઃખ લાગે પણ અમૃત ફળની નારે વેલો બોઈ—જગત૦
કહે ફિરોજ આંસુ આફતનાં, ધીરજ ધાગે પોઈ
ધન્ય નાર જે દુઃખ વેઠે પણ, બહાર જણાય ન કોઈ—જગત૦

ફિરોજશાહ બાટલીવાલા.

---

૮૬

રજકણમાંથી રત્ન બનાવે રસિક ચતુર રમણી;
ધન્ય ગૃહિણી જે કરે જીવનની સરલ રહેણી કરણી;
મનહર વશકરણી હસવતી ફરફરતી હરણી;
પ્રણય ચેતને કરે મઢુલી વીજળી સમી ઉજળી;
રળે કણસલાં રંક હૃદય–મણિ કંઈ રખડી રઝળી;
સ્પર્શ થકી પંચામૃત કરતી રસાયણી રસિલી;
જનની ભગિનીનું ભાન ભુલાવે અજબ અમીઝરણી;
હર બ્હાને હૈયાને હળવું કરે રમુજી રમણી.

લલિત.

---

૮૭

સ્મિતભર સહચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે,
અંતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે;
ત્યારે અમી ઝરશે. શાંતિમાં દુઃખડાં શમશે.
સજાત જોડાં જાત ભોગથી, પરહિતમાં પરવરશે;
અડગધૈર્યને શૌર્યભર્યાં સંતાન હિન્દનાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે;
પોતાનાં પ્રિયદેશી જનનાં દુઃખ પરસ્પર ધરશે;
જન્મ ભૂમીનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે;
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુંદર હિંદ થશે !
હિન્દજનો [1] અર્ણવ ઘુઘવશે ને બ્રહ્માંડ નચવશે;
ડગમગતા ડુંગર ડોલવશે રંગ રાગ રેલવશે;
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે !

લલિત.

---

૮૮

ધન્ય ધન્ય અવતાર, જગતમાં, ગુણીયલ જેને નાર.
રસસુનાં જનને રસઘેલી રમ્ય રસિક કરનાર... જગતમાં૦
દીલ દુભાયલનાં દુઃખડાને હસમુખી એ હરનાર....જગતમાં૦
મંગળ મૂર્ત્તિ, મનોહર રમણી, હર્ષ ઉરે ભરનાર....જગતમાં૦

લલિત.

---

૮૯

રે અમો અબળાને માયા વ્હાલી રે, વ્હાલી રે
વ્હાલી પ્રીતિ વ્હાલી રે—અમો૦

---

૧ દરિયો.

વસ્ત્ર કરાવો, ઘરેણાં ઘડાવો,
મોતીડે ટંકાવો તોયે મન ખાલી રે ખાલી રે
ખાલી મન ખાલી રે — અમો૦
નેહની નજરે નાથજી મારા,
નારી બને ઘેલી કાલી રે કાલી રે
કાલી ઘેલી કાલી રે — અમો૦
(ગુજરાતી; જુગલ જુગારી.)

---

૯૦

વટ સાવિત્રી વ્રત આજ પૂરણ કરીએ રે,
લઈ કુમકુમ અક્ષત હાથ ફળ તો ધરીએ રે;
છે પવિત્ર વસ્ત્રો બેન, આપણ અંગે રે,
કરો પૂજન વડનું આજ, સૈયર સંગે રે;
વિધિ આ વ્રત તણી રે સાચવો તમો,
તો તો મંગળ તમારૂં થાય રે
આયુષ્ય પ્યારા પતિનું રે વધારશો.
શાસ્ત્ર વિશે સુંદરતા શી એની લખી;
તેથી તમારૂં રૂડું થાય રે..................આયુષ્ય૦
કંકણ કર વિશે ચમકે તમારા
અંબોડા શિરપર શોભે છે સારા;
એ સહુ રહેશે રૂપાળાં, વ્રતની વિધિ સંભાળો.
ઝાંઝરનો ઝમકારો તમારો,
લટકો મટકોને ચટકો તમારો
અટકો હોય જો પ્યારો, વ્રતની વિધિ સંભાળો ...વટ૦
વાઘજી (ચંદ્રહાસ.)

---

૯૧

સહિયર શાણી, ઉમંગ આણી
        ચાલો સતીને સહુ નમીએ.
સ્વામી શરણમાં નિજ જીવતરના
        કોડ કરે તેને નમીએ—        સહિયર૦
રાજભવનને વન વગડાનાં—
        સુખ દુઃખમાં સ્વામી સેવ્યા
તેમાં વસ્યો વ્હાલાં જનનો નહિં વાંક, સતી વનવાસ વસ્યાં;
        એવાં પતિમય જીવનવાળાં
        સીતા સતીને વંદન કરીએ —        સહિયર૦
                                લલિત.

---

૯૨

પ્રમદા છે પ્રીતિ ભાજન, મનરંજન ભીડ ભંજન
જુગ્તિથી કરીએ જતન, જોઇએ નિત્ય ચઢતો દિન;
        ×        ×        ×        ×
ચિન્તામણી રત્ન છે રમણી, વળી પારસમણી મન હરણી,
કોમળ ને કાંચન વરણી, ધીર ગંભીર વચન રસ ધરણી;
સંતાપે એ પ્રમદા જે પામર જન
રૂઠયો ભગવત ને ઉઠયો તેનો દન—        પ્રમદા૦
                                ડાહ્યાભાઈ.

---

૯૩

સોને મઢયા સુખપાલ, મેડીને જરૂખા માળ,
હેમને હીરા વિશાળ, એથી શું સુખી સંસાર ?
જાણો જુઠી એ જંજાળ, એથી નહિં સુખી સંસાર.
માળો મજાનો છે પણ પંખીડાંને પાંખ નથી,

આંબો લીલો છમ છે પણ મ્હોરનું તો નામ નથી,
કોને શું ? કોને શું ? એ આંબે, એ બાળે ?
જોવું ને રોવું રે; આઠે પહોર, આઠે પહોર;
તેવો સમજી લેવો—સ્નેહ વિના સંસાર;
જેવો ભાણામાં જોવો ગોળ વિના કંસાર.
રમણી રંભા જેવી પણ રસિયાથી રંગ નથી;
બાંકા છબીલાને પણ પરણી પર ઉમંગ નથી,
સંસારને વ્હેવાર એ બળ્યો, એ બળ્યો— સોને૦

ડાહ્યાભાઈ.

---

૯૪

ચાલોને સહીયર હસતાં રમતાં, જળ ભરવાને જઇએ રે
શીતળ નિર્મળ નીર નદીનાં છોળે ઝીલી સુખી થઇએ રે—ચાલો૦
તટ તરૂવર ઝુકિ રહ્યું ડાળો ઝોલાં ખાય,
તે પર પંખી જોડલું, ચાંચ ભરીને ન્હાય;
પ્રેમે મસ્ત બનીને રમતું, તેને વધામણાં દઇએ રે—ચાલો૦
આછી લ્હેરો પવનની, આછા નદી તરંગ,
આછાં વસ્ત્ર સખી તણાં, આછું જોબન અંગ;
આછાં રહ્યાં સ્મિત છાઈ મુખે, સખી તેને વધામણાં દઇએ રે
ચાલો૦

ગુજરાતી—(જયરાજ.)

---

૯૫

કોઈ પ્રેમી દેવાંશી સંભારણે કારણે વારણે જઇએ વાર વાર;
દેવતાઈ દેખીએ દેદાર, સંસારમાં સાર, ઓહો ધન્ય અવતાર.
સંસારમાં પારસમણી ચિન્તામણી છે નામના

કામધેનુ, કલ્પતરૂ, રસકુંપી સૌ નકામના.
અજબકાન્તિ અલખશાન્તિ દેવ કરતા વાંછના
છે પ્રેમ નિર્મળ રતિ જેની નવે ખંડે નામના.
પ્રેમી પંખીને ઝંખી ઝંખી જુઓ
કેવાં રંગે ઉમંગે રમે રસિયાં,
લપાઇ છુપાઇને ડાળીડાળી ઘુમે
મદ માતેલાં રંગીલાં રસિયાં.
વ્હાલાથી વ્હાલ અવર નથી આશા
પ્રેમથી પ્રેમ પાણીમાં પતાસાં.
× × × ×

ડાહ્યાભાઈ.

---

૯૬

રમણ રસિક અવલોક! વિના આકાશે ઉદય પ્રભાશી!
અલએલી ચંદ્ર કળાશી?
ઘન મંડળ ચપળ પ્રકાશી?
જાલાન્તર હાસ્ય વિલાસી?
હસિત વદનથી દંત દાડમી કળિશી જ્યોતિ ઝગારે?
અધર પલ્લવ દળ કમળનું ફરકી પ્રેમનું પૂર પ્રસારે?
મુગ્ધ વચન કોમળ પ્રેમળ પ્રિય ગીતધ્વનિ વિસ્તારે?
હરિણ નયની રાંકડી આંખડી શિ અપાર રતિ ઉદ્ધારે!
અનિહાં શી ચંદ્ર કળાશી!
અલએલી ચંદ્ર કળાશી?
રમણ રસિક અવલોક! વિના આકાશે મુગ્ધ પ્રભાશી!

હરિલાલ ધ્રુવ.

---

આંખો લીલો છમ છે પણ મ્હોરનું તો નામ નથી,
કોને શું ? કોને શું ? એ આંબે, એ બાળે ?
જોવું ને રોવું રે; આઠે પહોર, આઠે પહોર;
તેવો સમજી લેવો—સ્નેહ વિના સંસાર;
જેવો ભાણામાં જોવો ગોળ વિના કંસાર.
રમણી રંભા જેવી પણ રસિયાથી રંગ નથી;
બાંકા છબીલાને પણ પરણી પર ઉમંગ નથી,
સંસારને વ્હેવાર એ બળ્યો, એ બળ્યો— સોને૦

ડાહ્યાભાઈ.

---

૯૪

ચાલોને સહીયર હસતાં રમતાં, જળ ભરવાને જઇએ રે
શીતળ નિર્મળ નીર નદીનાં છોળે ઝીલી સુખી થઇએ રે—ચાલો૦
તટ તરૂવર ઝુકિ રહ્યું ડાળો ઝોલાં ખાય,
તે પર પંખી જોડલું, ચાંચ ભરીને ન્હાય;
પ્રેમે મસ્ત બનીને રમતું, તેને વધામણાં દઇએ રે—ચાલો૦
આછી લ્હેરો પવનની, આછા નદી તરંગ,
આછાં વસ્ત્ર સખી તણાં, આછું જોબન અંગ;
આછાં રહ્યાં સ્મિત છાઈ મુખે, સખી તેને વધામણાં દઇએ રે
ચાલો૦

ગુજરાતી–(જયરાજ.)

---

૯૫

કોઈ પ્રેમી દેવાંશી સંભારણે કારણે વારણે જઇએ વાર વાર;
દેવતાઈ દેખીએ દેદાર, સંસારમાં સાર, ઓહો ધન્ય અવતાર.
સંસારમાં પારસમણી ચિન્તામણી છે નામના

કામધેનુ, કલ્પતરૂ, રસકુપી સૌ નકામના.
અજબકાન્તિ અલખશાન્તિ દેવ કરતા વાંછના
છે પ્રેમ નિર્મળ રતિ જેની નવે ખંડે નામના.
પ્રેમી પંખીને ઝંખી ઝંખી જુઓ
કેવાં રંગે ઉમંગે રમે રસિયાં,
લપાઇ છુપાઇને ડાળીડાળી ઘુમે
મદ માતેલાં રંગીલાં રસિયાં.
વ્હાલાથી વ્હાલ અવર નથી આશા
પ્રેમથી પ્રેમ પાણીમાં પતાસાં.

× × × ×

ડાહ્યાભાઈ.

---

૯૬

રમણ રસિક અવલોક! વિના આકાશે ઉદય પ્રભાશી!
અલબેલી ચંદ્ર કળાશી?
ઘન મંડળ ચપળ પ્રકાશી?
જાલાન્તર હાસ વિલાસી?
હસિત વદનથી દંત દાડમી કળિશી જ્યોતિ ઝગારે?
અધર પલ્લવ દળ કમળનું ફરકી પ્રેમનું પૂર પ્રસારે?
મુગ્ધ વચન કોમળ પ્રેમળ પ્રિય ગીતધ્વનિ વિસ્તારે?
હરિણ નયની રાંકડી આંખડી શિ અપાર રતિ ઉદ્ધારે!
અનિહાં શી ચંદ્ર કળાશી!
અલબેલી ચંદ્ર કળાશી?
રમણ રસિક અવલોક! વિના આકાશે મુગ્ધ પ્રભાશી!

હરિલાલ ધ્રુવ.

---

૯૭

જગતથી ઉલટા જોયા પૂરા પ્રેમી,
પ્રીતિ સમરે ઝુઝે સાચા શૂરા પ્રેમી.
નથી ખાતા નથી પીતા છતાં જીવે,
કરીને કાળથી કુસ્તી, પૂરા પ્રેમી;
નહિં દરકાર રાખે કોઇની દિલમાં,
કરે જગમાં જબરજસ્તી, પૂરા પ્રેમી;
છતાં ગુણવાન મૂરખમાં ગણાયે છે,
ખરૂં સુખ ખલ્કનું ખોતા, પૂરા પ્રેમી;
નથી સોતા નથી જોતા કદી આંખે
ભરી આંસુ ઘટા રોતાં પૂરા પ્રેમી;
નહિં ઉર હાનિ કે શુભ લાભની ગણતી,
સુધા વિષ સાથ આરોગે, પૂરા પ્રેમી;
સ્વર્ગને નર્કને સામાન્ય ગણનારા,
રહે રાને વિરહ રોગે, પૂરા પ્રેમી.

નથુરામ.

---

૯૮

છોડી છોડાય નહિં, એ ન જોડી જોડાય ક્યાંઈ,
કુમુદે ચંદ, ચંદે આ કુમુદી જોડી તે. છોડી૦ કેક
ઝુર્યો, ઝુરીશ, ઝુરૂં ને સહું, સહીશ દુઃખે;
વિયોગ ભસ્મ તો એ ચિત્ત ચોંટી મ્હોડી તે — છોડી૦
અરે ! ઓ ! મૂર્ખ ! ઘેલા ભૃંગ ! શું ગુંજેછે આંહિ. ?
ગણે નહિં પ્રેમ, પ્રેમે સાથ મ્હારી હોડી તે —છોડી૦
પ્રયત્નો વ્યર્થ વ્યર્થ શાંત થા ચકોરી તું,
તું અર્થે આંખ નહિં આ, એ કુમુદે કહોડી છે — છોડી૦

સહી આકાશ ક્યાં ? હું ક્યાં ? અને કુમુદી ક્યાં,
નિસર્ગે પ્રેમ ગ્રંથ, કેમ છુટે છોડી તે ? ––છોડી૦
મરૂં કે દગ્ધ થાઉં, કે વિકીર્ણ ભસ્મ રહે
કણો એ ખોળશે કુમુદી––સ્હોડ છોડીને ––છોડી૦
ઘડી એક છોડ પ્રિયાને નિહાળું આંખ ઠારૂં
પછી દસજે, તું વાદળિ ! રે ઘડી તો છોડી દે–– છોડી૦

જટિલ.

---

૯૯

છે અજબ પ્રેમની અગન, (૨)
લાગે જેને પ્રેમની લગન. લગન.––
જેને લાગી પ્રેમની લગન–ગણે નહિં વિઘન––
ચઢે ઝટ ગગન–પ્રેમની અગન –છે અજબ૦
આંખો છતાં પણ નજર નથી નંખાતી,
બુદ્ધિ છતાં પણ વાત નથી સમજાતી.
એક પ્રેમ અને પ્રમદાને સોંપ્યું તનમન–છે૦
ભુલું પરાણે પણ થતા ભણકારા,
ઝાંઝર હૃદયમાં ઝણણણ કરે ઝણકારા.
પ્રીત વચન વીણાનો નાદ નચાવે થન થન––છે૦

ડાહ્યાભાઈ.

---

૧૦૦

પ્રીતિ સુધારસ અજબ રસ, કોઈ વીરલો પી જાણશેરે
અંતર ઘટની વાસના કોઈ અનુભવી પરમાણશે;
ભાવનાના ભેદ તો, ભગવાન જેવા ભાળશે;
ગાતાં અને ખાતાં પીતાં પણ તાપ ત્રિવિધ ટાળશે.

ડાહ્યાભાઈ.

---

૧૦૧

પ્રેમનો પ્યાલો પીએ શુદ્ધ સાન તેને રહે નહિં
અજબ નીશા નસે નસે અરે હાયરે ! વ્યાપી રહી....પ્રેમનો૦
પ્યાલો પીને મદમસ્તને અલમસ્ત કાયા આ થઈ
ડરૂં નહિં દુનિયા થકી રસિયાનો ટોપ ધરી રહિરે...પ્રેમનો૦
ધુણી લગાવી કામનીને નાથ નિરંજન નામ સહી,
પ્યાલો પીને અલખ જગાવું, રસિક લીલા તુંહી તુંહી..પ્રેમનો૦

ડાહ્યાભાઈ.

---

૧૦૨

ડગલે ડગલે ડુંગરા, વિકટ પ્રેમનો પંથ ;
કૃપા કરે શ્રી રામ તો સંત પામતા અંત.

ડાહ્યાભાઈ.

---

૧૦૩

એ સંધાય ન તુટીરે પાછી એ સંધાય ન તુટી તુટીરે.
મનહર ચિત્રથી ચિત્રિત રૂડી,
કાચની કંગની ફુટી ફુટીરે ;
તુટયો હીરો ફરી સાંધતાં,
ઔષધિ સઘળી ખુટી ખુટીરે ;
કોટિ ઉપાયે બધાયે ન પાછી,
જીવન દોરી છુટી છુટીરે ;
હૃદય ગયું હાથથી પછી,
ન મળે એ સુધારવાની બુટી બુટીરે.

(ગુજરાતી -બારીસ્ટર.)

---

૧૦૪

અજબ છે પ્રેમનો વાસો
હૃદય માંહિ થયેલો રે—અજબ૦
પ્રેમી માટે પ્રાણ મન દેવાને તૈયાર
પ્રેમી માટે વીર જન જોય જીવનમાં સાર,
પ્રેમ અંધ જોઈ ના શકે શુભ અશુભ થાય,
પ્રેમ ધક્કેલે જઈ ચડી સરવે ખોતો જાય;
પ્રેમ જુવે નહિં કીર્તિ કે અપકીર્તિ થાય,
પ્રેમ સાંકળે સાંકળ્યો જ્યાં દોરે ત્યાં જાય.

ગુજરાતી (તિલક કુમાર.)

---

૧૦૫

જોયું જગત તપાસી તપાસી રે બધે પ્રેમ પ્રકાશે !
રહ્યો એજ અખંડ અવિનાશિરે બધે પ્રેમ પ્રકાશે !—ટેક
શૂરવીર ધીર રણમાં ચડેરે ધરિ કર શુભ સમશેર,
તુચ્છ ગણે સુખ સૃષ્ટિનાં સહુ, કીર્તિના પ્રેમની લે'રરે; બધે.
ચાતક વ્યાકુળ તરશથીરે; તરફડે તજશે શું પ્રાણ,
સમીપ સરિત નીર નવ પિયે, એતો સ્વાતિક પ્રેમી સુજાણરે, બધે.
કયાં આ અમીનિધિ આભમાંરે, કયાં આ પયોધિ દૂર,
શુભ પુનેમની રાત્રિએ, એ શો હરખી ઘૂમે રસ પૂરરે ! બધે.
ભાનુ–તાપે ખીલે પ્રેમથીરે, રસિક કમળ શુભ પેર,
ચંદ્ર–વદન ન નિહાળવા, પણ કીધું, ધારી મન વેરરે બધે.
નિરખી નિશા પતિ નાથનેરે, મુગ્ધ પોયણી હરખાય,
અરૂણ ઉદય થતાં મહીં, બીડે મુખ સૂરજથી લજાય રે બધે.
સઘન વિલોકી આકાશનેરે, સુણી ગર્જના ગંભીર
પ્રીતે કળા કરી નાચતો, શો ટહુકે મોરલો ધીરરે ! બધે.

વેલ રહે જેમ વૃક્ષશું તેમ સ્વામી સંગે સોહાય,
ભોગ તજી લઈ જોગ જંગલમાં, જાવા સીતા હરખાયરે. બધે.
સારસ જોડી દેરાસરીરે રહેતી હરદમ સાથ,
વેઠે વિયોગ ન એક વિપળનો, મરે ઝુરી ઝુરીને સાથરે. બધે.
દિવસે તપે રવિ તેજથીરે, પણ ન નિહાળે આપ,
સોહે ચકોરૂં ચંદ્રશું, એ તો તારો પ્રેમ ! પ્રતાપરે. બધે.

ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી.

---

૧૦૬

ઉદ્ધવજી એ પ્રેમ પુરાણો તોડાવ્યો ના ત્રુટેરે,...ટેક
જો વસુધા આ રસાતળ જાયે, સૂર્ય ઉદય પશ્ચિમમાં થાયે;
પ્રલયાગ્નિથી દેહ દહાયે, (છો) પ્રાણ મર્મથી છુટેરે–ઉદ્ધવજી.
પ્રેમ યોગ અંતરમાં જાગ્યો, અન્ય યોગનો સંશય ભાગ્યો;
ત્યાગ યોગ તો કડવો લાગ્યો, પીધો જાય ન ઘુંટેરે, ઉદ્ધવજી.
અંતર પ્રેમ પ્રકટીયો જેને, તે વિણ કેમ પડે કળ તેને;
સુખ દુઃખ કહો જઇ કહેવું કેને, (જે) અંતરમાં ના ખુટેરે,
ઉદ્ધવજી.
પ્રીત કરી સજ્જન ના તોડે, તોડયા સરખી કદી ના જોડે;
નરસિંહ ગ્રહી કરને તરછોડે, (જેમ) વિશ્વાસુ જન લૂટેરે.
ઉદ્ધવજી.

નરસિંહાચાર્યજી.

---

૧૦૭

જીગરનો યાર જૂદો તો, બધો સંસાર જૂદો છે;
બધા સંસારથી એ યાર, બેદરકાર જૂદો છે.

ગણું ના રાવ રાયાને, ગણું ના આખી દુનિયાને;
પરંતુ જાન આ પર પ્યારીનો અખત્યાર જૂદો છે.
હુજારો બોધ મંદિરો મહીં નિત્યે ભલે થાજો;
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જુદો છે.
બધા [1]પરકાર તુફાને થઈ ચંચળ ચૂકે નિશાન;
અમારા ચિત્તનો ચારૂ, અચલ પરકાર જૂદો છે.
ઘડીભર બેશ બતલાવું, શીખાવું પ્રેમનો જાદૂ;
અમો જાદૂગરોનો યાર, જો બાઝાર જૂદો છે.
શીખે જો પ્રેમ પૂરો તો જ અચલ અભેદ પામે તું;
નથી જ્યાં પ્રેમ છે જ્યાં ભેદ, એ વ્યવહાર જૂદો છે.
ભલેને સાહુરા પંથે બધાએ દુઃખને દેખે,
મને તો સુખ સાગર લ્હેરીનો કંઈ ખ્હાર જૂદો છે.
થયો જે પ્રેમમાં પૂરો થયો છે મુક્ત સરવેથી;
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જૂદો છે.

બાલાશંકર.

---

૧૦૮

પ્રેમ મીઠો રસ ભાવે સહુ પીએજી
પ્રેમે જીવે રાજ! આ સઘળો સંસાર
હો પ્રેમી રે; કાં વહેમીરે?
પ્રેમ હૈડું વણસાડે એ નાંહિ કહીએજી
સાચાં પ્રેમી દિલને દિલ સહુ દીયેજી
ધન્ય એનો રાજ! વિશ્વ વિષે વ્યવહાર
હો પ્રેમી રે; કાં વ્હેમી રે!
પ્રેમ સાધી સંભાળી આનંદે રહીએજી.

ગુજરાતી (બારીસ્ટર.)

---

1 હોકાયંત્ર.

૧૦૯

અજબ ચીજ છે પ્રેમજ એવી નવ પડદો કાંઈ રહે રહે,
ખરો પ્રેમ જોતાં મન હરખે, નેત્રે નેત્ર મળે રે,
જાત ભાત નવ જોવાયે ત્યાં, અવર ન મુખ કહે રે;
પ્રેમ રંગ પૂરો ગુલજારી, જાણે કોઈ જન રે,
એક સ્વરૂપ એને જાણો ચિત્ત, અન્ય ન કાંઈ ચહે રે;
સત્ય સ્નેહમાં શરમનો પડદો, અળગો થાયે આપ રે.
પ્રેમ પરીક્ષક નર વિરલા, ગુણ તેનો કોઈક ગ્રહે રે.

વાઘજી ( ત્રિયારાજ. )

---

૧૧૦

જરી તે શાન્ત લજ્જા ધાર
લોલ વિલોલ કપોલનો ત્હારો ગુલરેખ મોહન મંત્ર
સહૃદય કોઈ કુમારના કદી કરશે સ્નેહ અતન્ત્ર
અહો તુજ મદભર ગુલગુલશન !
ઉચે ઉગે જો ! આકાશમાં શાણી ચન્દ્રીની શરદની રેખ
શીતળ ત્હેની સાન્ત્વના ભૂશી નયન શરે ન આલેખ
સખિ રસ મસ્તાનો આનન્દ.
ફુલ ગુલાબી ત્હારી ઓઢણી, તેમાં છૂપલા છાયા મોર
ઠાલી દૃષ્ટે ત્હેને પ્રેર ના, એ તો મુગ્ધ હૃદયના ચોર
હૃદયપર તુજ પર નર્તન્તા.
મરકલડાં મીઠા મુખના, મધુ વદતા વદનના વિલાસ
સ્નેહ ભુખ્યા કોઈ સ્નેહીનું ઉંડું હૃદય ચીરી લેશે આશ.
મનોગમ તે મુખના સન્દેશ.

વારી લે, જરી વારી લે ત્હારા રમતા રસીલાએ ભાવ
ઓટું હૃદયનું એંચવું ત્હેમાં લાડકડી! નથી લ્હાવ
પ્રભુનાં જો નયનો નિરખે
શીલ્પીએ ઘડી રાજ પુતળી, કાંઈ પૂર્યા ચિતારે મહીં રંગ
તુજ હસતું વદન કોણ દોરશે પેલો રમ્ય હૃદય ઉછરંગ
ગહન નયનોમાં ઝળહળતો !

ના. દ. કવિ.

---

૨૯૧

કાં ન ચિંતું મુખ ચંદ? ચહું હું સખી? કાં ન માધવ મોહકંદ!
ધ્રુવ૦

× × × ×
× × × ×

નિરખે નયન છબી, પાન તરસી કરે? ભરે સભર એ
સુહૃદયખંડ !
વાધિ સુધાવાણી ઝરણે તે, શ્રવણ પિયે મંદ મંદ !
ચહું હું—
ના જોઈએ મહુઅર સ્વર મારે, ના નહિં રાસ તરંગ,
કૃષ્ણે ઘેલી ગોપીને એ ઉદ્દીપક,–મુજને તો એજ અનંગ !
ચહું હું—
શરદ્ નિશા અજવાળી, હસે ખિલી, એથી વસંત અનંત !
હર્ષદ નંદન એ તનુ તસને ચંદન ચર્ચાવંત !
ચહું હું—
હરિલાલ ધ્રુવ.

---

૧૧૨

મિથ્યામાન ધરે શું મુજથી ભરિ માનિની જો,—
પ્રાણ સમાનની જો ! મિથ્યા૦

મોહ જાળ વ્યાકુળ કરિ છાઈ,
પ્રીતિ સુધા ઘેંઘટ કરિ પાઈ,
હાવ ભાવ ઝળકાવતિ ઝીણી દામની જો ? પ્રાણ. મિથ્યા૦

ફંદ રચંતા મંદ ગતેથી,
રૂપ ગુણના રસાયણેથી,
મર્મ શું કોરતી કટાક્ષબાણે કામની જો ? પ્રાણ. મિથ્યા૦

મંદ હસિતથી રતિ પ્રકટતી,
છોડ છબીલી રીસ અઘટતી ?
અનુભવ રસની લહરિ તું ખુબી—તમામની જો. પ્રાણ. મિથ્યા૦

હરિલાલ ધ્રુવ.

---

૧૧૩

તુંહી શ્યામ, તુંહી શ્યામ, તુંહીરે......
હુંતો નીરખું તુજને ઠામ ઠામ... (૨)
મનમાં જોયું ને, મંદિર જોયું ને, જોયો સકળ સંસાર,
આ બ્રહ્માંડની માળા જોઈ વળી પણ નહિં આવ્યો પાર
સઘળે જ્યોતિ તારીરે...હુંતો૦
આ તનનો રંગમ્હેલ બનાવ્યો ને માંહિ ભર્યો દરબાર,
અનહદ વાજા વાગી રહ્યાં વળી, જીવ બન્યો એક તાર
ચમકી જોતી તારીરે... હુંતો૦

કૃષ્ણચરિત્ર.

---

૧૧૪

વશ કરી લીધો વિહારી,
નેહ બાંધી, વશ કરી૦
પ્રેમ પાશ, રસ,-ત્રિકટી બાંદ્યો,
જે નિજકુંજ વિહારી —નેહ૦
ક્ષણ ક્ષણ રસ ઉભરાઈ રહે તન,
છબી રહી છાઈ તિહારી --નેહ૦
ના તરસાવ હવે લઈ બાંધી,
લે ઉરમાં તું ઉતારી —નેહ૦
સર્વ છતાં તુજ દાસ દીન છઉં
તું--હું, હું—તું, વિચારી—નેહ૦
વિવિધ રંગ કર એક રસે રસ,
લે સહુ સાર સુધારી --નેહ૦
એજ હવે તુજ રસ ભીનો રહું
મનથી દે વિસારી —નેહ૦

મણિલાલ નભુભાઈ.

---

૧૧૫

રહી જુદાઈ નહિં રસિલિ, રહિ જુદાઈ નહિં ! (૨)
ભેદ ભાવ ટળિ જતાં (૨)—
અહા ! મધુર મોહન રસ સુખપ્રદ એકતા જહીં. રહી.
તો તું લજવાય શાને ? સખી શરમાય શાને ?
વદન કમળ રસિલું મોહન શું નમાવિ આ રહી ? રહી.

નિચાં શાં નેણ ઢાળે ? કાં તું કતરાતિ ભાળે ?
દૃષ્ટિથી ? હો હરણિ નયની ? મધુર વરણી રસની ઝરણી
શું વહી ? રહી.

પાટલ કપોલ લાલી—ખિલેલી કયાં હો ચાલી
ગઈ ચમેલિ ફુલ ફિકાશ શિ પ્રિય પ્રાણ ! ચંદ્રહાસશી
થઈ? રહી.

તું-અધર પાંખડિ સ્ફુરે, તથાપિ કાં ન ઝરે
વચન, અમૃત બિંદુ દયિતે ! મધુરિ મુખ સિંધુથી
અહિં ? રહી.

કોમળ સુ ભુજલતાથી, ભિડે ન તું બાથ શાથી ?
હરિ હરિ ? અશરણ હું શરણ ગ્રહણ કોનું કરૂં જઈ ?
રહી.

હરિલાલ ધ્રુવ.

---

## ૧૧૬

હું વારૂં તન મન ધન પ્યાર પર—ધ્રુવ.

પાન મંગાવું, સોપારી કતરાવું,
માંહિ લવીંગ તજ બરાસ સુકાવું,
હેતથી રસિલા છેલાને આરોગાવું— હું૦

આ રે બીડીનાં મોંઘેરાં મૂલ,
એ પર કરાવું સારી બાદશાહી ડૂલ,
રંગે જમાડું લાલ ! કીજે કબૂલ— હું૦

(ગુજરાતી: કુંદમાળા.)

---

૧૧૭

હાંરે મ્હને ઝેરી નાગોએ ડંખ દીધા,
હો સન્ત ! હાવાં કેમ ઉતારશો એ ઝેર ?
હાંરે મ્હને ઘેરી સચોટ બાણ વીંધ્યાં,
હો સન્ત ! ઘાવ ઉરના રૂઝાવશો શી પેર ?
ઉંચી ઉંચી તારૂલી તો મીટ માંડી મટકે,
સન્તાય મ્હારી પાંપણ વિશે દિનરેન :
રહી રહી ઝીણું હો સન્તના ! ખટકે,
અંજાય મ્હારાં લોચન વિશે મદ ઘેન.
ડોલે પેલી કમલિની જલ કેરી હેલે,
વસન્ત જલે એવો ડોલે ફુલ બાણ:
મધુપ મ્હણે ગુંજે, પરાગ ઢળે વેલે,
અખંડ કયારે રેલે એવી રસ લ્હાણ !
ઢળી ઢળી આસોપાલવ કેરી ડાળી,
ઉપર કોયલ ટ્હૌકા કરે મધુઘોષ:
હતી એક ઈક્ષુના દંડ સમી બાળી:
—નજર ! કેમ કાળી ગોરંભે ભર રોષ ?

ના. દ. કવિ.

---

૧૧૮

લાગ્યો ભલે રંગ આ મન કાળો
છોડયો ન છૂટે થશે ન નિરાળો—ધ્રુવ.

પ્રેમ જીવન મુજ પ્રેમની વેલી
પ્રેમ મહિં બની મસ્ત નિહાળો,
છોડયો ન છૂટે થશે ન નિરાળો—લાગ્યો૦

જ્ઞાન તમારૂં તમને મુબારક,
પ્રેમીને આપની વાટે ન વાળો,
છોડયો ન છૂટે થશે ન નિરાળો—લાગ્યો૦

(ગુજરાતીઃ કુંદબાળા.)

---

૧૧૯

પ્રીતિ પ્રેમ વદું જય જય જય વાણી,
ભર્યાં પ્રેમથકી પવન આભ પાણી,
શીતલ પ્રાણસાધ્ય આપતો [1]સમીર,
સુરજ ચંદ્ર તણો પ્રેમ શો ગંભીર !
પિતા પુત્ર માત પત્ની ને સંસાર,
દીસે પ્રેમવડે દીપતો ઝગાર;
તુટયો પ્રેમ ફીટી જાય છે સંસાર,
પરબ્રહ્મ તણી યોજના અપાર !
પુરો પ્રેમી અંશ પ્રેમનુંજ અંગ,
સદા ઝીલતો પ્રીતિતણા તરંગ;
મળે સાથ કદિ લાખમાંથી એક:
ગહન પ્રેમ અકલ યોજના અભેદ.
શકે અમૃત તણું પાન કર્યું છેક,
શીતલ સેક રોમ રોમમાં અનેક,
અદ્‌ભુત પ્રીતિ પાનનો ઠર્યો વિવેક,
ગહન, પ્રેમ ! તારી યોજના અનેક !
પશુ પ્રાણી સમુહ સંઘમાં ફરે છે,
વિવિધ ઘાટતણી યોજના કરે છે,

---

૧ પવન.

મનુષ જીવ મનુષ જીવશું તણાય,
પ્રકટ, પ્રેમ ! તારી કલ્પના જણાય.
પ્રિયા પ્રિતમતણે કંઠ લીન થાય,
પિતા કંઠ વિષે બાલકો ભરાય;
ભિન્ન ઠામ ભિન્ન ભિન્ન રૂપ ભાસે,
બધે પ્રેમ ! તુંજ એકલો પ્રકાશે.
નથી દુઃખભેદ્ય, પ્રેમ ! શક્તિ તારી,
તિમિર દુઃખ પ્રેમ તેજ દે વધારી,
બધે બ્રહ્મરૂપ બ્રહ્મપ્રેમ જાણું,
કૃતિ રીતિ ગતિ ભિન્ન ના પ્રમાણું.

મણિલાલ નભુભાઈ.

---

૧૨૦

દૃગ રસભર મોરે દીલ છાઈ રહી,
છાઈ રહી, છલકાઈ રહી,— દૃગ૦

આંખ ઝપટ નિદ્રા નવ કાંઈ,
પલક પલટ અણખાઈ રહી;— દૃગ૦

પૂર્ણ ભરી મદ, મંદ વિલાસિની,
નવીન સુધા વરસાવી રહી.— દૃગ૦

દુઃખી સુખી વળી વિધ વિધ રંગી,
ખલક સુરંગ મચાવી રહી,— દૃગ૦

ભીતર બાહેર ઉપર નીચે,
મણિમય મોદ મચાવી રહી.— દૃગ૦

મણિલાલ નભુભાઈ.

---

૧૨૧

પ્રેમનો પ્યાલો પીજીએજી, કોણ પીતાં ધરાયું ?—
સખી ! પ્રેમનો૦

આધિ વ્યાધિને અળગી રહી ઉપાધિ આ,
નેહને નીરે બુઝાવીએજી—કોણ૦— સખી ! — પ્રેમનો૦

× × × ×

જન્મી જીવીને સુખ શામાં નિહાળો ?
નેહ વિના દેહ શીદ સીજીએજી—કોણ૦— સખી !—
પ્રેમનો૦

મારૂં ને તારૂં તજી પ્રેમનુંજ ગાવું,
તાને ચઢી રસ ઝીલીએજી—કોણ૦—સખી ! —પ્રેમનો૦
નીમ ત્યાં ભેદ, ને ભેદ ત્યાં ભમાયા,
પ્રેમને નશે ભેદ ટાળીયેજી—કોણ૦—સખી ! —પ્રેમનો૦

× × × ×

મણિલાલ નભુભાઈ.

---

૧૨૨

ઝીણા ઝરમર વરસે મેહ.
ભીંજે મ્હારી ચુંદડલી:
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદડલી : ધ્રુવ

આજે ઝમેને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઈ બાલારે:
ભીંજે સખી, ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મ્હારા હૈયાંની માલા: હો ભીંજે૦

વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે,
ટહુકે મયૂર કેરી વેણાં રે:
ટમ ટમ ટમ ટમ વાદળી ટમકે,
ટમકે મ્હારા નાથનાં નેણાં: હો ભીંજે૦
આનન્દકન્દ ડોલે સુન્દરીના વૃન્દ ને
મીઠા મૃદંગ પડછન્દા રે:
મન્દ મન્દ હેરે મીટડી મયંકની
હેરો મ્હારા મધુર રસચન્દા: હો ભીંજે૦

ના. દ. કવિ.

---

૧૨૩

ભરછક સરવર ઝુલતું રે
રમવાને ત્યાં રૂડું ચાલ, મ્હારા વ્હાલમા!
કાંઠે વિરલ ફુલ ઉગીયાં રે
ત્હેની ગુંથીશું વરમાળ, મ્હારા વ્હાલમા!
રૂડાં ફુલ, રૂડલું સરોવર રે
રૂડલા અતિશય આપ મ્હારા વ્હાલમા!
કુંજના તરૂને છાંયડે રે
ભૂલશું જગપરિતાપ! મ્હારા વ્હાલમા!
નીતિશી નાજુક વેલના રે
હીંચશું હીંડોળે, ચાલ મ્હારા વ્હાલમા!
સત્કર્મોનાં બીજ રોપશું રે
ફુટશે સદ્‌ભાવ કેરા ફાલ, મ્હારા વ્હાલમા!

પ્રેમી જનો તે પોષશે રે
પાશે પ્રેમનું નીર, મ્હારા વ્હાલમા !
પ્રીતમ ! શાં પરિમલ પલ્લવે રે
વિનય વિલાસ કેરાં ચીર, મ્હારા વ્હાલમા !
તેને જઈ પ્રિય ! રોપીએ રે
રોપતાં પ્રિય વાધે છે વ્હાલ, મ્હારા વ્હાલમા !
ઉઠ ! ઉઠ ! પ્રીતમ ! ઉઠને રે
પ્રેમ સરોવર ચાલ, મ્હારા વ્હાલમા !

ના. દ. કવિ.

---

૧૨૪

હો પ્યારા ભરીયાં પ્રેમ તળાવ
આંબલા ઝુલે રે ફુલડાં ડોલે રે
કાંઠડા કાંત રસાળ— હો પ્યારા૦
શીતળી છાયે રે વાવલા વાયે રે
પ્રેમીની બાહે રે સુખડાં થાયે રે
લીજીએ જીવન લ્હાવ
હો પ્યારા સ્વર્ગના સ્વપ્ને ઝુલાવ—આંબલા૦

ગુજરાતી: ( જુગલ જુગારી. )

---

૧૨૫

ઘુંટડા ભરી ભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય !
રસનાં સરોવરો છલકાય, રસિકનું મન દેખી મલકાય—ઘું૦
આભ ભર્યું ઘુમે આનન્દે, બોળે ચંચુ નિત્ય;
જડી જડી રસબિન્દુ હૃદયમાં, ચમકાવે સહુ ચિત્ત;
અંતર ભરી ભરી સીંચો કો, આત્મા ઉંડી ઝળે ઝળકાય—ઘું૦

કુંજે કુંજે ફુલડાં ડોલે, ચૂમે લલિત વસન્ત,
વનવન પવન વહે રસ ભરતો, લીલા હસે અનન્ત;
ખોબે ભરી ભરીને લ્યો કો, હૈયે નવું નવું હિંચકાય—ઘુ૦

છીપે છીપે મોતી દીપે, સાગરનો ભંડાર,
નયને નયને તેજ નચવતાં, વસી ઉંડે અન્ધાર;
ડુબકી ભરી ભરી કાઢો કો, તેજે નયન નયન રંગાય—ઘુ૦

કણ કણમાં મણિ વિલસે છે, બિન્દુ બિન્દુ બ્રહ્માંડ,
રસગ્રાહક રજરજમાં નિરખે ભર્યો દિવ્ય રસ કાંડ;
નયણાં ભરી ભરી નિરખો કો, રસ રસ થળે થળે નિતરાય—ઘુ૦

સરોવરો છલકે છલકાતાં, રસ જીવનને અર્થ,
ધન્ય ઝીલે રસ રાજહંસ કો, બગ ઉભા રહે વ્યર્થ;
આત્મા ભરી ભરી ઝીલો કો, પ્રભુની રસપ્રભુતા પથરાય,
ઘુંટડા ભરી ભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય.

ખબરદાર.

---

## ૧૨૬

દિલદારના દર્શન વિના બીજું મને ગમતું નથી,
પુતળી પઠે નજદીકમાં બેઠા વિના ગમતું નથી;

મુખચંદ્ર શોભે ઝળહળી ઝરતું સુધા જ્યાંથી વહી,
તે મુજ ચકોર ગરીબને, પીધા વિના ગમતું નથી;

કુદરત તણી બલિહારીનાં, હું રમું રંગીલો રંગમાં
પણ હાય! ભર છક રંગ તને છાંટયા વિના ગમતું નથી.

છો માહરા નોંધે ગુન્હાઓ, નિંદકોનો દફ્તરી
પણ મસ્ત તુજ દરબારમાં, આવ્યા વિના ગમતું નથી

×× ×× ××

શો મોહ દુનિયાનો કરૂં, દુનિયાં દીઠી દો રંગમાં
પણ માહરે તો તાહરા એક રંગ વિના ગમતું નથી.

×× ×× ××

કંઈ સ્વાર્થ કે કારણ તહારા પ્રેમમાં મારે નથી,
પ્રેમનું કારણ પ્રેમ તે વિના બીજું ગમતું નથી.

×× ×× ××

બાલાશંકર.

---

૧૨૭

કિધો ઘેલો મુને? નથી કિધો ઘેલો મુને? (૨)
પ્રેમ-મદિરા પાઈને (૨)
અહા? ઘેંઘટ, ગુલતાન, શો અલમસ્ત હું બન્યો? કિધો.

જહાં તહાં તુંને દેખું? ચતુરા ચિત્ર આળેખું.
મધુર વરણ ભિની કલ્પનાથી, નિપટ પટ સુ લઈ રસ લેલીના
હૃદયનો? કિધો.

રચ્યું રસ ભરિત સુખે—લવું તુજ નામ મુખે!
અહહ? શું જાણે હુઉં ભ્રાંતિમાં કે સ્વપ્નમાં દિન રાત હું
એક તાર હુઉં ઘણો? કિધો.

સ્મરણ એ તારૂં ખરૂં! મધુરૂં શ્રવણ કરૂં
સુખદ વચન વિકળ કરતું તુજ અચાનકે એ ધ્યાનમાં અહો?
કિધો ઘેલો.

તુંહી તુંહી એક મારે! અલૌકિક પ્રાણાધારે!
હરિ હરિ! તું રસિલિ! તું નિભાવ—નહિં તો થાય કયમ
નિભાવ દિનનો? કિધો.

હરિલાલ ધ્રુવ.

---

૧૨૮

ભર લીજે કટોરા ગુલાલ લાલ લાલ
પ્રેમ કેફ પાઈ પીજે ખુશાલ હાલ હાલ—ભર૦

ઉંડો અંતરનો કીજે રસાલ [1]આલવાલ
માંહિ રતિ બીજ દીજે બોઈજે સુમાલ,
સ્મૃતિ વારિ સીંચીજે મૃણાલ નાલ નાલ—ભર૦

ફાલે ફાલ સુગંધી મનોહર
ચુસી ઝેર અમૃતનો સાર
ડાળ ડાળ પાન પાન ફુલ ફુલ
ઝરે અજબ કોઈ રસની ધાર
તરસ્યાં આતુર ચાતક ઘટ ઘટ પીને બને બેહાલ-ભર૦

(ગુજરાતી-અજબ કુમારી.)

૧૨૯

એ......જરી પ્રીતિનું પાણી તું છાંટ;
હૈડું ભીંજાવી તું દે
લ્હેરો મીઠી મીઠી લે—અરે એ...... જરી૦
રસની રમતે ખેલ ખેલાવી લ્હાવો તું લે-અરે એ....જરી૦

ઝુકી રહી રસ વાદળી, ઝરમર ઝરતાં બુંદ,
આપણ બંને ઝીલીયે, ઉર ડોલે આનંદ;
નયન હિંચોળે મન ચડયું, જુએ વ્હાલાની વાટ
વ્હાલાને શી વેદના ? મનને વૃથા ઉચાટ-અરે એ જરી૦

ગુજરાતી—(અજબ કુમારી.)

---

૧ ક્યારો; (ઝાડની આસપાસ પાણી માટે કરેલો હોય તે.)

૧૩૦

નાહિં બનશે જી પ્રીતિનાં મોતીનું મૂલ
મોતીનું મૂલ, આખી દુનીયાં છે ડુલ—નાંહિ.
હીરા માણેક દામ કરોડો
પ્રીતિના લ્હેજામાં એ છે વસુલ —નાંહિ.
સાગર રસનો–છીપ છે દીલની
પાકે મોતી, પાણી જામે અતુલ —નાંહિ.

ગુજરાતીઃ (જુગલ જુગારી.)

---

૧૩૧

ન જોય પ્રીતિ રૂપ ગુણ ધનને—ધ્રુવ.
નજર લાગી ગઈ નજર પલક મહિં
અવરના ગમે પ્રેમી જનને— ન જોય૦
સરસ સરસ મણિ માણેક મુકી,
હંસ ચાહે નિરમળ મોતીને;
બળી મરે દીપક પર તોપણ
રવિ ન થાય પ્રિય પતંગ મનને— ન જોય૦ ૨

ગુજરાતીઃ ( કુન્દબાલા.)

---

૧૩૨

નથી પ્રેમ નિપજતો કાંઈ વાટે કે ઘાટે,
નથી પ્રેમ વેચાતો મળતો દોશીડાને હાટે;
લોભના લગડે નહિં લાધે, પ્રેમતણું પરવાળ જો;
સ્વારથ કાકા કૌઆ કોટે નહિં પ્રીત મોતી માળ જો!
પ્રેમ રત્ન કયાં પાકે પ્રમદા ? બોલો વચન રસાળ બાળા!
પરમ ભેદુ પ્રેમાળ બાળા–પરમ ભેદુ પ્રેમાળ બાળા—નથી૦

રસિક હૃદયથી રસિક હૃદયને ભેટાડે ભગવાન જો
કોમળ સરળ હૃદય સંગમ એ પ્રેમ રત્નની ખાણુ જો.

ડાહ્યાભાઈ.

---

૧૩૩

પ્રેમી જગમાં જીવો.

જગત જંજાળીને, [1]જાળવાનો જબ્બર;
દેવઅંશી રૂડો અડગ દીવો...... પ્રેમી૦
લોભહીન, ક્ષોભહીન, રોષહીન, દોષહીન,
પ્રેમપીયૂષ રસ સદાય પાઈ જેહને પીવો,
પ્રેમ પીયૂષ રસ સદાય પાઈ જેહને પીવો,
પ્રેમ પીયૂષ રસ સદાય પાઈ જેહને પીવો.... પ્રેમી૦

નથુરામ.

---

૧૩૪

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો;
બોલો બોલો મેના બોલાવે,
ડોલો રંગ રસિયાજી ડોલો જરી ડોલો, ડોલો, ડોલો, પ્યારી ડોલાવે;
મેના તારા વચનની વેણા વાગી
લાગી લાગી લલિત લ્હે લાગી
મેના વ્હાલી મેના કહે ના પણ કહે જાગી
જાગી જાગી અજબ જ્યોત જાગી.
પહેલાં પોપટજી પ્યારા રામજી સંભારો,
વાહ! વાહ! મેના શું સતી સીતા વિસારો?
ચતુર સુજાણુ સીતારામ ઉચરાવે— બોલો૦

---

૧ બાળવાનો.

પોપટજી પાંજરૂં સોનાનું સજાવું;
લાડલી હું લાલચુ નથી કે લલચાઉં
સોને રૂપે શું ભીડ ભીતરની ભાગી— લાગી૦

રૂડા સુડાને રંગે રંગે રમાડું
પાંખે ઘાલીને ફળ મીઠાં ખવાડું
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે— બોલો૦

ડાહ્યાભાઈ.

---

૧૩૫

પીયુજી પધારોરે, સુન્દરી સ્વીકારો રે;
રસવેલી આ શામળીયાજી સંભાળો રે.
મંજુલ મધુર મદન-કળી-ભાવે— ભાળોરે૦
આંખડલી અમૃત રસ વરસે રે
પાંખડી પાંખડી તલસે રે
થાશે લજામણી અમૃત ઝરણી
સ્વામી સુધારસ સ્પર્શે રે
અજબ સુધાકર પતિ ગુણ સાગર
કોક અલૌકિક સ્વર્ગીય સાકર
અથાગ અંતર રસ રતનાગર— ભાળોરે૦
રસરાજનાં દર્શન થતાં કોઈ નાદ અદ્‌ભુત લાગતો,
રગ રગ થઈ રોમાંચમાં ઝણકાર જાદુઈ જાગતો,
ગુલતાન અંતર તાનમાં જગ જાગને જીવ ત્યાગતો,
પતિસેવના મંગળ મણી મોહન નિરંતર માગતો,
સ્વામી સમર્પણ સર્વ આ— સ્વીકારે રે૦

ડાહ્યાભાઈ.

---

૧૩૬

આછા ઘુંઘટ ઉઘાડ, સખીરી ! ત્હારા આછા૦
ઉરસૌન્દર્ય ચખાડ, સખીરી ! ત્હારા આછા૦

× × × × × ×

અન્તર તુજ આત્મન્ ગુંજે ને નયને વહે સન્દેશ;
ઘુંઘટ ઉઘાડ, અહો રસરાણી ! કરી દે સ્વપ્ન ઉજેશ—સખીરી૦

× × × × × ×

ગૃહદ્વારે બેલડીયાં વન્દે, વન્દન વદન ઉદાર ;
સમરસકલા ખીલી પ્રગટે ત્યાં, ઉર સૌભાગ્ય અપાર—સખીરી૦

× × × × × ×

જળથળ વિલસે, રજની વિલસે, વિલસે દિશદિશ વ્યોમ :
ઘુંઘટ ઉઘાડ, જીવનભાગી સખિ ! પૂર્ણકલા ઝર સોમ—સખીરી૦
નયનો ઝરશે, પ્રભુતા ભરશે, સરશે આત્માભાર;
સખીરી ! ત્હારૂં હૃદય વિકસતાં સ્વર્ગ બને સંસાર ! સખીરી૦

ખબરદાર.

---

૧૩૭

વ્હાલા ! પધારો મારે મંદિરે રે લોલ !
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો !— વ્હાલા૦ ધ્રુવ૦

×× ×× ××

રજની વધાવે રૂડા ચંદ્રને રે લોલ,
વ્હાલાને વધાવું હુંય તેમ જો— વ્હાલા ! પધારો૦

×× ×× ××

ચાલો પૂજીએ પ્રેમ દેવનેરે લોલ,
એક બની ગાશું ઉર ગાન જો— ઃહાલા! પધારો૦

×× ×× ××

આંસુડાં ઉભરાય મારે અંતરે રે લોલ,
વ્હાલા વિના તે ઝીલે કોણ જો !— વ્હાલા! પધારો૦

×× ×× ××

આવો ભૂલીને જગ વાતડી રે લોલ,
હસિયે તે સ્નેહ તણું હાસ જો !— વ્હાલા! પધારો૦

ખબરદાર.

---

૧૩૮

બોલો બોલો બોલો વાણી બોલોજી,
મધુરી, મધુરી, મધુરી વાચા બોલો;
બોલો બોલો વાણી બોલોજી.
સુન્દર સુરસ સરલ સુભગ,
મોહક મધુરી બોલો બોલો;
બોલો વાણી બોલોજી.
શાને રસાળ કૂળે અણબોલો ન ?
સાહિત્ય મસ્ત બની શીદ ડોલો ન
ઝુકે ધીમે મુજ અન્તરનો હીંદોલો,
બોલો વાણી બોલોજી.

ગુજરાતી (બારીસ્ટર.)

---

૧૩૯

અરે હું મસ્તાન પ્રેમની, મને કોઈ ન છેડારે,
લાચાર હું બિચારી છું, શીદ લ્યોછો કેડારે;

જુવાનીથી દિવાની છું, મારો છોડો છેડારે— છેલા૦
આણુદાન છે પ્રીતમાં, પૂછી કરજો પ્રીત,
આણુદાન તો સ્હેલ છે, કઠણુ પ્રીતની રીત;
આધાર તું કિરતાર મારો પાર એડો રે.

ડાહ્યાભાઈ (મોહિનીચંદ્ર.)

---

૧૪૦

સખી! જેણુ મોહ મદિરા પીધો,
જાણુ છતી આંખે અંધાપો લીધો— સખી૦
કર્મ આચાર ત્યાગી, શરમ વિચાર ત્યાગી,
ધર્મ આધાર ત્યાગી દીધો;
ત્યાગી તેણુ શાંતિ–સન્તાપ માગી લીધો— સખી૦
વિદ્યા વિવેક ત્યાગી, કુળની ટેક ત્યાગી,
છેક આહાર ત્યાગી દીધો;
ત્યાગી તેણુ ઉંઘ ઉજાગરો લીધો— સખી૦

(શારદાવિજય.)

---

૧૪૧

નીંદરડી મારી ક્યાં ખોવાણી રાજ, રે હો, નીંદરડી.
મીઠી રે નીંદરડી, વ્હાલી રે નીંદરડી
મને ક્યાં મળે હોજી,
થોડી થોડી લઈ ગયાં માને બાપ—રે હો નીંદરડી.
મનનો માનેલો જીવશું જડેલો સ્વામી ના દીધો હોજી,
થોડી થોડી લઈ ગયો પરણ્યો કંથ—રે હો નીંદરડી.
મનના વિસામા, દિલના વિસામા, અમને ના મળ્યા હોજી.

ગુજરાતી (અજબકુમારી.)

---

૧૪૨

પંડિતાઇ પળમાં ચાલી જાય છે,
પ્રગટે કામ, પંડિતાઈ પળમાં ચાલી જાય છે
મહાનપણું ગંભીર ગુણ બુદ્ધિ,
વિદ્વત્તા વેગે વિનાશ થાય છે... .... ... પંડિતાઈ૦
લાખ ટકાનો તે કોડી કિંમતનો,
બોલ સુણતાં કિંમત તેની થાય છે ... પંડિતાઈ૦

મોરબી ( વિબુધવિજય. )

---

૧૪૩

પ્રેમ ધુન કયાં ખોઈ, મન મારા, પ્રેમની૦
પીધી બુદ્ધિ પ્રેમતણી કંઈ જીવન સાર નીચોઈ
લાગી લગન તેં ત્યાગી મગન થઈ
પ્રાણ ન નાખ્યા વલોઈ—મન મારા—પ્રેમની૦
ભાગી પુતળી પૂજ્ય દેવની હું ભાગી નહિ મોઈ
ધોઈ નહિ કોઈ આંખ આંસુડે
યાદે પ્રાણે પરોઈ—મન મારા૦ પ્રેમની૦

ગુજરાતી ( અજબ કુમારી.

---

૧૪૪

સાચી બાલમ ! દુનીયામાં પ્રીતિ ના બને
પ્રીતિ નિશો આકરો રે મત પી છોડ ગમાર,
સામું પીધેલું નહિ મળે તો ખાઈશ સુંગો માર,—
બાલમ, પ્રીતિ ના બને;
એજ નિશાની ધૂનમાં તો છૂટી જશે સંસાર,
રાગી વિરાગી ત્યાગી ફકીરી બ્રહ્મભજન એકતાર—બાલમ૦

એજ દીવો વિશ્વનો, એ વણ અંધારી રાત,
રાત વિષે પરભાત ક્યાં? વળી ખાવી સામી લાત,—
બાલમ૦

સ્વારથની પી વારૂણીને દુનીયાં બાધી મત્ત,
પ્રેમનશો ત્યાં વાત નકામી, મત્તમાં થા ઉન્મત્ત!—બાલમ૦
ભેગાં મળ્યાં દસ વીશ સોએક, વસ્ત્ર ચઢાવ્યાં શીશ,
વસ્ત્ર ધરેલાં તેજ નાગાં નાગાં સર્વ અધીશ—બાલમ૦
પ્રેમતૂલ, જગવન્હિ, હું-તું-ભેદ ગણો ધૃતરૂપ,
એ સર્વે જ્યાં હોય ત્યાં શી પ્રેમ કથા સુખરૂપ!-બાલમ૦
પ્રેમ ખરો એ આદરો, જ્યાં સર્વ કાંઈ સમાય,
હું-તું-ભેદ ટળે મણિ! બધે બ્રહ્મપ્રેમ વરતાય-બાલમ૦

મણિલાલ નભુભાઈ.

---

૧૪૫

આંખ ભર્યે શું થાય? હઠીલિ! આંખ ભર્યે શું થાય૦
ફેરવવા મુજ સરખા પાછળ, તું વિધ વિધ પલટાય!-હઠીલિ!
રૂપથી વાણી વિલાસથી મોહથી બાંધ્યાં તેજ ફસાય!-હઠીલિ!
હું રસ ઘેલો તું રસસૂની, મેળ હવે નહિં ખાય-હઠીલિ!
લાજ તજી ઘરબાર તજ્યું વળી, મિત્ર સગાંને સહાય-હઠીલિ!
તો પણ પાશ તને નવ લાગ્યો આ દીલ રસ ઉભરાય-હઠીલિ!
તું રસમય બન કે તજ પાલવ, રસ રસ રસ ઉભરાય!-હઠીલિ!
શું રસમણિ રસરૂપ બતાવે? રસવણ વિરસ જણાય.-હઠીલિ!

મણિલાલ નભુભાઈ.

---

૧૪૬

સ્યાણી સુરત સલુણી દુર જાઉં છઉં તદપિ હૃદય મારૂં તું-પાસ?
આગળ ડગ અણુચાલતાં પડે? રડે હૃદય સહિત નિશ્વાસ??
વ્હાલિ! કાં વલવલે?

રમણ રસીલિ રૂપાળિ! દુખ દિલ કાં ધરે. સ્યાણી૦
આંખલડીના એક કોણમાં રે ઠર્યાં, આંસુડાં ગળી ગળી ન શકેય?
કળ-કંઠી! કંઠ સ્તંભિત થયો હા! "જાઉં" વચન ન
મુખ નિસરેય!
વ્હાલી. સ્યાણી૦

એ રે દિવસ આનંદના વ્હાલિ! રાતલડી રસભીનિ!
જાય હા? જાય? હવે ક્યાં મળશે શશિકળા તું'મમ રંગીલિ??
વ્હાલી—સ્યાણી૦

અરણ ઉદય અજવાળતાં, કે પ્રિયે રસાતાં સાયંકાળ,—
મધુર મોહીનિ હસિ દીપતી એ શરદ વિશે હસીશું કે કાળ?
વ્હાલી—સ્યાણી૦

ઉજ્જવળ સુખદ શૃંગાર રસે ખીલી, વીર રસે મદમસ્ત?
આનંદમાં દિન નિર્ગમ્યા કંઈ કરૂણાના? તે સહુ અસ્ત?
વ્હાલી—સ્યાણી૦

દેહથી દેહ જુદો થશે-પણ હૃદયથી હૃદય કદાપિ
નહીં-નહીં થશે હૃદય રસિલી? હરિ? પ્રાણ પ્રયાણે તથાપિ??
વ્હાલી—સ્યાણી૦

હરિલાલ ધ્રુવ.

---

૧૪૭

કે'જેરે વાદળી વાત વ્હાલીને,
વ્હાલીને, પ્રિયા મારીને ... .... ...ધ્રુવ૦

તુજ વિણ માધવની ગતિ એવી,
જળ વિણ મીન તણી ગતિ જેવી,
રહેજે સદા મન મારીને... ... .... ... ... કે'જેરે૦

શિર મણિ વિણ વાસુકી જેવો,
માધવ તુજ વિણ આ ઘડી એવો,
હૃદયની હિંમત હારીને ... ... ... .... ... કે'જેરે૦

પળ પળ પ્રાણ કરે છે તયારી,
મળવા આશે રાખું વારી,
આનંદ સર્વ ઉતારીને ... ... .... ... ... કે'જેરે૦

નથુરામ ( માધવો નળ. )

---

૧૪૮

દગ સુચકોરી તુજ દરસન પ્યાસી !
દરસન પ્યાસી ! તુજ દરસન પ્યાસી ! (૨) દગ૦

લલિતાદિક ગુણ, તારક ભૂષણ, છબિ શી
મનોહર ચંદ્રકળાશી ! દગ૦—

વેણુ વિલાસ કળા સહિતે અતિ પ્રેમળ કોમળ
મધુરિ સુધાશી ! દગ૦—

પ્રેમ પ્રસંગ અભંગ તરંગિત—તું પ્રિયરંગ શૃંગાર
પ્રકાશી ! દગ૦—

હરિલાલ ધ્રુવ.

---

૧૪૯

સખી રે ધસમસ્યાં કહો ક્યાં જવાયે ?
ઉતાવળ એવડી શી જે પળાયે ? સખીરે—
હિંડો, હાંફો હરણી જાણે ફાળ ભરતી,
ચરણ કમળે એ ધ્રુજાવતાં ધરતી ! સખીરે—
અલી મ્હેંબાકળી કોને જૂએ ?
દિશા દશ દૃષ્ટિ પ્રકાશથી ધૂએ ! સખીરે—
જો જો આલિ વ્હાલો તરંગે આ મ્હાલે,
તારો હરિ પ્રેમને પૂરે ? કાં ચાલે ? સખીરે—

હરિલાલ ધ્રુવ.

---

૧૫૦

વ્હાલાં પ્રાણસમાં પ્રિયજનને જોતાં કૈંક થાય છે !
ઉંડાં અંતર કેરાં હેત ઉમળકે તો છલકાય છે !...ધ્રુવ૦

ઘૂમે છબીલાં એ,
ઘૂમે રસીલાં એ,
અંતરની વાત એવી ન સમજાયરે !...વ્હાલાં૦

જોયું જોવાય નહિં આંખના તારાની સામે !
બોલ્યું બોલાય નહિં ઉરના આરામ સામે !
કૈંક જોઉં: કૈંક બોલું: ઉરે એમ થાય છે !
ને હસી પડાય છે !...વ્હાલાં૦

લલિત.

---

૧૫૧

સખી ! જોને વિચરે વિદેશે વ્હાલો ! (૨)
કોઈ પ્રાણને પાછો વાળો ! સખી૦
મૂખડલે મોહિની શી હસી રહી,
મારો મધુરો ચાંદલિયો ક્યાં ચાલ્યો ? સખી૦
વાણી વિલાસી ઝીણા શી રસીલી !
રંગ રતિનો ઝરો રે' ન ઝાલ્યો ! સખી૦
પ્રેમ અલૌકિક મૂર્તિ સંજીવની !
એવો અમિનો કુપ્પો કે' ક્યાં ભાગ્યો ? સખી૦
પાયે પડું ? જા-જા ? પલ્લવ પસારૂં ?
સહું ન મારો મનનો માન્યો ! હુંથી ન્યારો ? સખી૦
ગાત્રે ગતિ નહીં ! હૃદયે રતિ નહીં !
પ્રાણપાત હરિ હરિ ! પાછો વાળો ! સખી૦

હરિલાલ ધ્રુવ.

---

૧૫૨

તાંબુલ ત્યાંથી લહો, દક્ષિણ વર ! તાંબુલ૦ ધ્રુવ૦
જેથી રમ્યા રસિયા રજની, ફસિયા,
ફસિયા, હા, બહુ હો .... ... દક્ષિણ વર !
જે કરથી કર રસભર પરસ્યા,
તે કરથી તે ગ્રહો ... ... ... દક્ષિણ વર !
તરસ્યા અધર પર વરસ્યા અધર જે,
તે અધરો સુખવો ... ... ... દક્ષિણ વર !
નયન ઘુમ્યાં ચુમ્યાં તેનો કસુંબી રંગ,
આપ ઉલટથી પીઓ ... ... દક્ષિણ વર !

જે એ હૃદયે હૃદયે થન થન થયું તે,
તો શી ગરજ કહો... ... ... દક્ષિણ વર !
એ નહિં રસ, લહેજત નહિં આપે,
એ મીઠું નવલું અહો ... ... દક્ષિણ વર !
જાઓ જાઓ વહાલા ખોટી થાઓ છો,
કાં કળપાવો એ જુઓ ... ... દક્ષિણ વર !
ના ના કરી ઠીક તે એ પરીક્ષા,
હરિ હરિ ભૂલી ના રૂસો .... ... રસિક વર !

હરિલાલ ધ્રુવ.

---

૧૫૩

ભોળી ભમરી ! શીદ મુંઝાએરે મનમાં—થઈ તે થઈ,
લાલચમાં લપટાયેરે લક્ષ્મી— ગઈ તે ગઈ.
રમતી'તી રંગે કમળ પ્રસંગે,
પથ્થર કમળે જઈ ભુંડી પછડાઈ— થઈ તે થઈ.
નગર કુવાને કહે કોઈ છીછરો કોઈ ઉંડો,
જણ જણની જીભ ઝલાએ ક્યાં જઈ ?—થઈ તે થઈ.
સાચને આંચ સમજવી ન જરીએ,
તું શુદ્ધ તો જખ મારે છે દુરજન— થઈ તે થઈ.
હાથે કર્યાં તે હૈયે વાગે,
ધીરજ ધરી રહે પ્રભુ ગુણ ગાઈ— થઈ તે થઈ.

ડાહ્યાભાઈ (અશ્રુમતી.)

---

૧૫૪

દુઃખની વાતો દુઃખીયાં જાણે, સુખીયાં શાને જાણે રે,
દીલનું દરદ ન દેખે કોઈ, દિલડું પીડ પ્રમાણે રે;

ચંપા વનની કોયલ કેવી, બાવળ વનમાં બોલે રે,
પ્રેક્ષક કોઈ પ્રવીણ ન પાસે, દિન દિન દુઃખમાં ડોલે રે;
સમૃદ્ધિ સારી ઉરમાં ધારી, ઝટ દિલ ચડતું ઝોલે રે,
મરતી એકલડી મૌન્ય મુંઝાઈ, મનનો મરમ ન ખોલે રે;
નિજ સ્થિતિ જોતી, ગતિ મતિ ખોતી, જોતી જંગલ દૃષ્ટે રે,
સુખથી ન સોતી રોતી રોતી, કાળ વિતાવે કષ્ટે રે.

નથુરામ ( કુસુદચંદ્ર. )

---

૧૫૫

ઠારો અગન આંસુથી,
બળતી અજબ મ્હારી;
નવરાવી અશ્રુજળથી,
ઉત્તાપ હરરે ... ... .... ... ... ઠારો૦
બળતાં દીલને હું શું બીજું ઓસડ આપું ?
દ્રવો વિશ્વ સકળ વ્હાલી દુહિતા ઉપર રે ... ઠારો૦

-ગુજરાતી ( અજબકુમારી. )

---

૧૫૬

પંખીનો મેળો ભેળો રહે કેમ ભાઈ?
કોઈ ક્યાંહિથી કોઈ ક્યાંહિથી આવે એમ તણાઈ—પંખી૦
તૂટે સાથ સર્વનો જ્યારે ખરચી જાય ખવાઈ;
કોણ સદૈવ રહે છે સાથે, પ્યારામાં પથરાઈ —પંખી૦
દૂર રહીને દોરી ખેંચે, કૂડો કાળ કસાઈ;
જૂદું જૂદું સહુને જાવું, ધાર વિના ઘસડાઈ— પંખી૦
કોના સુત દારા ને સેવક, કોના બાંધવ બાઈ;
જુઠી માયા જુઠી કાયા, જુઠી સર્વ સગાઈ— પંખી૦

સ્નેહ અને સંબંધ રહાવે, અંતરમાં અથડાઈ;
શોક તજો શાન્ત રહો શાણા, કેશવ હરિ ગુણ ગાઈ—પંખી૦

કેશવલાલ હરિરામ.

---

૧૫૭

નયણાં મ્હારાં નીતરે,
કોઈ લ્યો નયણાંની ધાર;
સાગર મ્હારા છીછરે,
કોઈ લ્યો સાગરની સાર— ધ્રુવ૦
અભ્યાગતનાં આંસુડાં,
કોઈ લ્યો હઈડાંના ભાર;
પરમારથનાં દૂધડાં,
દ્હોઈ આપો કો આધાર;
હો! કોઈ લ્યો નયણાંની ધાર.
સ્મરણે સંકટ સાંપડ્યાં,
કોઈ ઘો સ્મરણોનાં દ્વાર;
કરણે કારણ ના જડ્યાં,
કોઈ કહો કરણોનાં કાર હો કોઈ.
ઉરના સાગર છીછરે,
કોઈ લ્યો ઉ'ર કેરી સાર.
નયણે આત્મા નીતરે,
કોઈ લ્યો આત્માની ધાર.

ના. દ. કવિ.

---

૧૫૮

ધા સુણિયે રે દુખિયાંની વહાલાં, બંધુ બનિયે,
બંધુ બનીએ રે એના બેલી બનીએ-- ધ્રુવ૦

એકજ જનનીના જાયા એકજ શિરછત્ર છવાયા,
રંક ભાંડુનાં રખવાળાં લઇયે-રખવાળાં લઇયે-- ધા૦

બેલડીયાં બાંય બરોબર સ્હેવા સરજ્યાં શું સહોદર,
દુઃખે દુખિયારાં આળાં અંતર ચાંપીએ-
આળાં અંતર ચાંપીએ-- ધા૦

દુઃખિયાંનાં ફેડી બંધન, રચિયે ઉર આંગણુ નંદન,
દીનને દ્વારે દયાસાગર રેલીએ-દયાસાગર રેલીએ -- ધા૦

દુઃખીયાંના દેવ સહાયક, દીનનાં તો સંતન સેવક,
રંકને પગલે પ્રભુ લીલા ન્યાળિયે-પ્રભુ લીલા ન્યાળિયે-ધા૦

સૈયારી મિજલસ ભરીએ, હૈયાંને હેલે ચડીએ,
વિભુની વ્હાલપનાં રૂડાં જ્યોતિ વંદીએ-
રૂડાં જ્યોતિ વંદીએ-- ધા૦

લલિત.

---

૧૫૯

અહો ઓ જીવ મ્હારા રે! દઈ આ દંશ દારાને,
ઘટે ના વાસ સંસારે-ઘટે સંન્યાસ તો ત્હારે.
શરીરે ભસ્મથી છાયો, ઉરે અત્યંત સંતાપ્યો!
ઉંડા જ્વાળામુખી જેવો, હવે સંન્યાસ આ તેવો!
તજી ત્હેં ત્યાં પડી છૂટી સરિતા અબ્ધિમાં સૂતી!
ગિરિ! એ સાંકળી તુંને નહિં તોડી કદી તૂટે.

જડાઈ ભૂમીમાં સ્થિર ઉંચે આકાશ [1]ઉદ્‌ગ્રીવ,
થઈ ત્યારે રહ્યું જોવું નદીનું અબ્ધિમાં રોવું.
હવે સ્વચ્છન્દચારી હું! [2]યદૃચ્છાવેશધારી હું!
પતંગો ઉડતી જેવી હવે મ્હારી ગતિ તેવી.
ઉડે પક્ષીગણો જેમ હવે મ્હારે જવું તેમ;
સમુદ્રે મોજું રહે તેવું હવે મ્હારેય છે રહેવું.
નહિં ઉંચે નહિં નીચે મળે આધાર ઘન હીંચે,
નિરાધાર–નિરાકાર, હવે મ્હારીય એ ચાલ.
સ્ફુરે પોતે ન દેખાય કુસુદની ગન્ધ ગ્રહી વાય,
અરણ્યે એકલો વાયુ! જીવન એ ભાવિ છે મ્હારૂં.
જહાંગીર ફકીરીએ લલાટે છે લખાવી મ્હેં–
પ્રજા એ હું, નૃપાળ એ હું! ઉરે ઓ એકલી તું તું.

ગો. મા. ત્રિપાઠી.

---

૧૬૦

બેડો બાઈ બુડતો તારો રે! અંબે આઈ! પાર ઉતારો રે!
ભર દરિયામાં તોફાન લાગ્યું, પવન ઝપાટે વાય,
બેઠી કિનારે હું જોતી એકલડી બેડો ન કયાંય જણાય–બેડો૦
સામે પારથી નીકળ્યો એ છે ભરીને રત્ન ભંડાર,
કંઈક વેપારી વાટ જુવે છે ક્યારે આવે એ પાર—બેડો૦
સઢ મેં જોયા હવણાંજ જાણ્યું આવે ઓ આ ઘડી માંહ્ય;
જોતા જોતામાં, આશ ધરાવી, પાછો ગયો કઈ પાસ—બેડો૦
કંઈ કંઈ જનનો માલ છે એમાં, કાળજાં કંઈક કપાય!
માજી! તમારા બેડીયા એમાં હારી હારી અકળાય—બેડો૦

---

૧ ઉંચું ડોકું રાખીને રહેલો. ૨ મરજીમાં આવે એવો વેશ ધરનાર.

માજી ! તમારી બાધા રાખું, ભરીશ હું કુંકુમ થાળ,
બેડલીઓ હેમ ક્ષેમ આવે તો ! નીકર થશે મુજ કાળ–બેડો૦
ગો. મા. ત્રિપાઠી.

---

૧૬૧

ભોળા મારા રાજાજી,
ભોળાઇમાં ભાન ભૂલ્યા
ભૂપતિ ગુમાવી બાજી—ભોળા મારા રાજાજી.
સહુ દુનિયાં છે સ્વાર્થની રાજા ! ભૂલો નહિં ભરમાઈ,
તાકી બીલ્લી રહી ઉંદર પર, તકે તલપી લે સાહી,
ખાઈ ખુશી થાય પાજી;
ભોળાઇમાં ભાન ભૂલ્યા ભોળા મારા રાજાજી.
સ્વાર્થ વિના સંસારમાં રાજા ! સ્નેહ નહિં સંધાય.
મિત્ર મિત્ર શું કરો તમે ? એ મિત્ર જ મારી ખાય;
ખાઈ ખુશી થાય પાજી
ભોળાઇમાં ભાન ભૂલ્યા ભોળા મારા રાજાજી.
ગુજરાતી ( જયરાજ. )

---

૧૬૨

દુનિયા આ દોરંગી રે, વટ વ્હાલપની જાણે નહિં;
સંસારિયાં સંગી રે, સાચકનાં થાવાનાં નહિં;
ઘોલકડાંનાં ઘરધણી કર્યાં કરે ઘડભાંગ,
આંટી ઘુંટી આણતાં, આડો વાળે આંક,
પૂરાયેલાં પંખી રે ! વનલીલા પીછાને નહિં— દુનિયા૦
પળનાં પાપી પૂતળાં, રીઝે ખીજે વ્હેમાય,

જડાઈ ભૂમીમાં સ્થિર ઉંચે આકાશ [1]ઉદ્ગ્રીવ,
થઈ ત્યારે રહ્યું જોવું નદીનું અબ્ધિમાં રોવું.
હવે સ્વચ્છન્દચારી હું! [2]યદૃચ્છાવેશધારી હું!
પતંગો ઉડતી જેવી હવે મ્હારી ગતિ તેવી.
ઉડે પક્ષીગણો જેમ હવે મ્હારે જવું તેમ;
સમુદ્રે મોજું રહે તેવું હવે મ્હારેય છે રહેવું.
નહિં ઉંચે નહિં નીચે મળે આધાર ઘન હીંચે,
નિરાધાર–નિરાકાર, હવે મ્હારીય એ ચાલ.
સ્ફુરે પોતે ન દેખાય કુમુદની ગન્ધ ગ્રહી વાય,
અરણ્યે એકલો વાયુ! જીવન એ ભાવિ છે મ્હારૂં.
જહાંગીર ફકીરીએ લલાટે છે લખાવી મ્હેં–
પ્રજા એ હું, નૃપાળ એ હું! ઉરે ઓ એકલી તું તું.

ગો. મા. ત્રિપાઠી.

---

૧૬૦

બેડો બાઈ બુડતો તારો રે! અંબે આઈ! પાર ઉતારો રે!
ભર દરિયામાં તોફાન લાગ્યું, પવન ઝપાટે વાય,
બેઠી કિનારે હું જોતી એકલડી બેડો ન કયાંય જણાય–બેડો૦
સામે પારથી નીકળ્યો એ છે ભરીને રત્ન ભંડાર,
કંઈક વેપારી વાટ જુવે છે કયારે આવે એ પાર—બેડો૦
સઢ મેં જોયા હવણાંજ જાણ્યું આવે ઓ આ ઘડી માંહ્ય;
જોતા જોતામાં, આશ ધરાવી, પાછો ગયો કઈ પાસ—બેડો૦
કંઈ કંઈ જનનો માલ છે એમાં, કાળજાં કંઈક કપાય!
માજી! તમારા બેડીયા એમાં હારી હારી અકળાય—બેડો૦

---

૧ ઉચું ડોકું રાખીને રહેલો. ૨ મરજીમાં આવે એવો વેશ ધરનાર.

માજી! તમારી બાધા રાખું, ભરીશ હું કુંકુમ થાળ,
એડલીઓ હેમ ક્ષેમ આવે તો! નીકર થશે મુજ કાળ—એડો૦

ગો. મા. ત્રિપાઠી.

---

૧૬૧

ભોળા મારા રાજાજી,
ભોળાઈમાં ભાન ભૂલ્યા
ભૂપતિ ગુમાવી બાજી—ભોળા મારા રાજાજી.
સહુ દુનિયાં છે સ્વાર્થની રાજા! ભૂલો નહિં ભરમાઈ,
તાકી બીલ્લી રહી ઉંદર પર, તકે તલપી લે સાહી,
ખાઈ ખુશી થાય પાજી;
ભોળાઈમાં ભાન ભૂલ્યા ભોળા મારા રાજાજી.
સ્વાર્થ વિના સંસારમાં રાજા! સ્નેહ નહિં સંધાય.
મિત્ર મિત્ર શું કરો તમે? એ મિત્ર જ મારી ખાય;
ખાઈ ખુશી થાય પાજી
ભોળાઈમાં ભાન ભૂલ્યા ભોળા મારા રાજાજી.

ગુજરાતી (જયરાજ.)

---

૧૬૨

દુનિયા આ દોરંગી રે, વટ વ્હાલપની જાણે નહિં;
સંસારિયાં સંગી રે, સાચકનાં થાવાનાં નહિં;
ઘોલકડાંનાં ઘરધણી કર્યા કરે ઘડભાંગ,
આંટી ઘુંટી આણતાં, આડો વાળે આંક,
પૂરાયેલાં પંખી રે! વનલીલા પીછાને નહિં— દુનિયા૦
પળનાં પાપી પૂતળાં, રીઝે ખીજે વ્હેમાય,

દ્વેષ કલેશ અભિમાનમાં, રચી પચી ડોલાં ખાય;
પૂરાં એ પ્રપંચી રે, પ્રભુને પીછાને નહિં— દુનિયા૦

લલિત.

---

૧૬૩

સતી સિદ્ધેશ્વરી સંસારનો શૃંગાર આશા,
મનોબલ વેગની ગતિ વાહિની સંચાર આશા;
સ્વર્ગોથી સાથે સરી, પ્રયાણમાં એ સાથ,
અનન્તતા સહચારિણી, આશા અમર અવાસ;
વિયોગે યોગિની–સંયોગિની સાકાર આશા,
હૃદયની વાહિની, ઉદ્ધારિણી આધાર આશા;
ક્ષણમાં સખી સહ રાજતી, ક્ષણમાં કરે વિરોધ,
એ તુજ હર્ષા હર્ષનો, એકજ આવે ક્રોધ;
નિરન્તર મોહિની ઉત્સાહિની, ઉમંગ આશા,
સદા સહવાસિની પરગામિની સુમન્ત્ર આશા;
જીવનવેલી ખેલતી, સુરભિ સુમન પથરાય,
આશા આશ્રિત મોહમાં, પરાગ કૈં પમરાય;
જીવન વ્યાપાર હૃદયાગારનો સુપરાગ આશા,
હૃદયના રાગનો અવિરાગ એ સુવિરાગ આશા;
તુજ તેજે છે જીવવું, તુજ સહવાસે વાસ,
યોગ વિયોગ સખી તજયે, પ્રાપ્તિ દૃષ્ટિ સુવાસ;
મનોબલ વેગની ગતિ વાહિની સંચાર આશા,
સતી સિદ્ધેશ્વરી સંસારનો શૃંગાર આશા.

સ્નેહજ્યોતિ.

---

૧૬૪

જગમાં જીવ્યું જન ! સફલ કરો;
નિજ જીવનનો શુભ હેતુ ધરો;— જગમાં૦
જન્મમરણની ને જીવનની સરલ ગતિ કરતાં સુધરો;
હેતભર્યાં હૈયાંની સેવા એક બીજા પ્રભુ અર્થ કરો—જગમાં૦
ધર્મયજ્ઞમાં કૈં હોમાતાં દંપતી તો કલ્યાણ ગણે;
સીતારામ તણો સહચાર વિશુદ્ધ વ્હાલનું સત્વ છણે—જગમાં૦

લલિત.

---

૧૬૫

અવસર વીત્યો નહીં આવે— અવ૦
પલની ખબર નથી પડતી આ, લોક સદા સમજાવે; — અવ૦
બાલપણામાં રમત ગમતમાં, રહી રમખાણ મચાવે,
તરૂણપણામાં તરૂણી તુને, નૌતમ નાચ નચાવે; — અવ૦
વૃદ્ધપણે પરવશતા પીડે, ચિંતા ચિત્ત તપાવે,
કાલ અકાલે આવી પડતાં, કયાં બલ કોઈ બચાવે ? — અવ૦
કૂડ કપટ છલવાળાં કર્મો, કોને કાજ કરાવે ?
તનધન જનબલ બુદ્ધિ તણું, તું, શું અભિમાન ધરાવે ?–અવ૦
ચંચલ ચિત્ત ચપલ આ કાયા, દુઃખ અનેક દબાવે;
પંથ ગ્રહણ કર પુણ્ય થવાનો, દાન દયા કર દાવે; — અવ૦
માનવ જન્મ અમૂલ્ય મળ્યો, તે શીદ વૃથા વણસાવે;
ભય હરનારા કેશવ હરિ ગુણ, કેમ ભમેલ ન ભાવે. — અવ૦

કેશવલાલ હરિરામ.

૨૦૫૨૬

૧૬૬

અરે રે જાલીમ જગ શો તારો,
જૂઠો વહેવાર છે રે .... ... .... .... ....અરે રે૦
અરે રે નિર્ભય ફરતો નઠારો,
સારાનો સંહાર છે રે .... ... .... ... અરે રે૦
નમ્ર રંક કસ્તુરી મૃગો નિર્જન વન વસનાર,
મરે કસ્તુરી કારણે લાખો બની શિકાર;
શી ગુણકારી કસ્તુરી માટે તેને શિર છૂરી,
વિના ભય શ્વાન ભુંડો ભસનારો — સારાનો૦
ગુલાબને ડોલર કળી, અણખીલી ચુંટાય,
અર્ક કાજ ઉકળાયને, માળા કાજ વિંધાય;
શી સુગંધ તેમાં ભરી, માટે તેને શિર છૂરી,
આવળ કેરાં ફુલડાં ન કોઈ જોનારો — સારાનો૦
કાતળી કાતળી શેલડી, હાથે હાથ કપાય;
વાડે વાડ પીલાયને, દાંતે દાંત ચવાય;
શી રસની છે માધુરી, માટે તેને શિર છૂરી,
બાવળ કેરી બાજુ ન કોઈ જનારો — સારાનો૦

નવલ કુસુમ.

---

૧૬૭

શેષ ધરે છે સત્યે ભૂ શિર પર,
સત્યે સૂર્ય તપે છે;
સત્યે વર્ષે મેઘ મહી પર,
સત્યે શૂર ખપે છે,
રણમાં અસિ ધારી;
સરવથી સત્યની બલિહારી.

નથુરામ.

---

૧૬૮

શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હર-શિરે,
પડવા માંડેલી પડી પાછી, ટકી ન હર ! હર-શિરે ;- ધ્રુવ૦
પડી ગિરિપર, ઉચ્ચ ગિરિવર મૂકી પડી એ પાછી,
અવનિપર, આળોટતી ચાલી, ધૂડવાળી ઘણું થાતી--શુભ્ર૦
મલિન ગંગા ! ક્ષાર સમુદ્રે પેઠી અંતે એ તો,
ભ્રષ્ટ થઈ મતિ તેનો [1]શતમુખ [2]વિનિપાતજ નિર્મેલો-શુભ્ર૦

ગો. મા. ત્રિપાઠી.

---

૧૬૯

મન તું ગમાર થા માં, દોષ માં દબાઈ જા માં— મન૦
રાચ્યું કેમ રાગ રંગે, સુખ ભોગને પ્રસંગે ;
સુત મિત્ર ને સગામાં, મન તું ગમાર થા માં-- દોષ૦
ભવ જલ જાણ ભારે, તે થકી ન કોઈ તારે ;
તોરમાં હવે તણા માં, મન તું ગમાર થા માં— દોષ૦
ક્રોધ કામ લોભ ચોર, ચોરે તારૂં ચારે કોર,
મોહ મત્સરે મરા માં, મન તું ગમાર થા માં— દોષ૦
વિવિધ ઉપાધિઓમાં, સુખી હોય કોક સોમાં ;
દીનતા ભરી દશામાં, મન તું ગમાર થા માં-- દોષ૦
સુખ દુઃખ જોઈ જોઈ, દિન રાત રોઈ રોઈ ;
ધન-જનકાજ ધા માં, મન તું ગમાર થા માં— દોષ૦
તનબલ બુદ્ધિશાળી, વિનય વિવેકવાળી ;
સમજણ જાય વામાં, મન તું ગમાર થા માં— દોષ૦

---

૧ સો મોઢાંવાળો-ઘણા ભાગ થઈ જાય તેવો. ૨ પડતી.

કેશવ કૃપાળુ હરિ, શોધિ લે વિચાર કરી ;
માણ તું પછી મજામાં, મન તું ગમાર થા માં— દોષ૦

કેશવલાલ હરિરામ.

---

૧૭૦

હાંરે સખી નીતિ શૃંગાર નિત્ય સજીએ,
હાંરે ભાવે ભરથાર ભગવાન ભજીએ— હાંરે૦
હાંરે દુરગંધી દુરાચાર તજીએ,
હાંરે નિરમળ શીયળ જળે સ્નાન સજીએ— હાંરે૦
ચ્હેરો પટકુળ પ્રેમનાં, સુંદર પતિવૃત્ત ભાત,
કંચુકી કસીએ કારમી, સદા કંથ સંગાથ ;
સાથે સહીયર નવ નવાં નંગ છે–હાથે વિદ્યા કંકણુ,
વળી રમણ રટણુ સાથે પીયુજી પ્રસંગ નવરંગ છે--હાંરે૦
વચન કુસુમની માળથી, પૂજો પ્રીતમ નાથ,
નયન કમળ ઉછરંગથી ધરીએ સ્વામી હાથ ;
દયાની ચુંદડી શીરપર ધરીએ,
લજ્જા કંકુની આડ કપાળે કરીએ-- હાંરે૦
ઝાંઝર સતસંગ ચ્હેરી રૂમઝુમ રમીએ,
હાંરે નિત્ય સતી પતિને પાય નમીએ-- હાંરે૦

ડાહ્યાભાઈ (ભોજકુમાર.)

---

૧૭૧

વખતસર ચેતજે રે !— ટેક૦
કુમળું વૃક્ષ વાળે તેમ વળશે,
નશીબ હશે તેમ માળી મળશે ;
ચેત ચેત તું માળી ! વખતસર ચેતજે રે,

વખતસર ચેતજે રે--
પવન ઝપાટા સંગ સપાટા--
-થી બચી સંસ્કાર બીજ રે;
ફુલી ફાલી વૃક્ષ ઉઝરવા,
બોધ વારિ તું સિંચજે રે;
વખતસર ચેતજે રે.
સુસંગની તો વાડ જ કરજે,
વિવેક બુદ્ધિ ક્યારો રે;
ઈશ પ્રસાદ રૂપી તું વર્ષા,
હાથ જોડીને યાચજે રે;
વખતસર ચેતજે રે.

વેદ.

---

૧૭૨

કામી શું ન કરે, કુકર્મ રે, કામી શું ન કરે .... ધ્રુવ૦
સુત પિતુ માત ભગિની સંહારે, સ્વાર્થે માટે મિત્રને મારે,
પ્રભુથી દિલ ના ડરે ... ... ... ... ... કામી૦
અહનિશ ધારણુ કરે અનીતિ, પરધન પરદારામાં પ્રીતિ,
પાપમાં પાય ધરે ... ... ... ... ... કામી૦
અણુ ખપતા ખાયે ખાંતેથી, જાલિમ જુલમ કરે જાતેથી,
મધુ પી મસ્ત ફરે ... ... ... ... ... કામી૦
નિમક હરામ થતાં નહિ લાજે, ગમાર અનરથ કરીને ગાજે,
પછી વિણુ મોતે મરે ... ... ... ... ... કામી૦

નથુરામ (રાજયોગી.)

---

૧૭૩

સર્વે—મેંદી પોતું મેંદી પોતું મેંદી પોતું જાય,
એક હું હલાવું ત્યારે ડાળાં હાલે ચાર;
સહીઅર મેંદી લેશો રે!

૧ લી—મારી સાસુએ એમ કહ્યું જે, વાસીદાં વાળી મેલ,
મેં ભોળીએ એમ જાણ્યું કે સાવરણી બાળી મેલ;
સર્વે—સહીયર મેંદી લેશો રે!

૨ જી—મારી સાસુએ એમ કહ્યું જે, પાણી ભરી મેલ,
મેં ભોળીએ એમ જાણ્યું કે બેડાં ફોડી મેલ;
સર્વે—સહીયર મેંદી લેશો રે!

૩ જી—મારી સાસુએ એમ કહ્યું જે, રાંધણાં રાંધી મેલ,
મેં ભોળીએ એમ જાણ્યું કે ચુલો ખોદી મેલ.
સર્વે—સહીયર મેંદી લેશો રે!

૪ થી—મારી સાસુએ એમ કહ્યું જે, ગાયો દોહી મેલ,
મેં ભોળીએ એમ જાણ્યું કે ગાયો છોડી મેલ.
સર્વે—સહીયર મેંદી લેશો રે!

૫ મી—મારી સાસુએ એમ કહ્યું જે, કોડમાં દીવો મેલ,
મેં ભોળીએ એમ જાણ્યું કે સોડમાં દીવો મેલ.
સર્વે—સહીયર મેંદી લેશો રે!

ગુજરાતી (બારીસ્ટર.)

---

૧૭૪

કેવો હું પાખંડી પૂરો, પાખંડે પૂજાઉં છું!
માંહોમાંહે ક્ષત્રીઓને કેવા હું લડાવું છું!
પાખંડ વિનાનો નર ખરો ખર માનવો,

દમ્ભને દમામ પૂર, સ્વાર્થ સાધવામાં શૂર;
ફાટફુટ, સાચજુઠ, લુંટઝુંટ, કર્મકૂટ,
કઈકિના ઉતારૂં નુર .... .... .... કેવો૦

રણયજ્ઞમાં જરૂર શત્રુઓ કરાવું ચુર,
આમ તેમ, તેમ આમ, છળભેદ તણું કામ;
જંગ જંગ બહાદુર ... ... ... કેવો૦

ડાહ્યાભાઈ.

---

૧૭૫

નથી કજીયો બ્રાહ્મણ જ્ઞાતિમાં ક્યાંઈ,
નથી ભજીયો હમણાં વેશ ભલો ભાઈ ... ધ્રુવ૦

વિષભર નિત્યે, સહુને ચિત્તે, કલેશ કરાવું કેવી રીતે,
અંતર મારૂં ક્યારે ઠારૂં, જરાક, જરાક જરાક .... નથી૦
જ્ઞાતિ બહાર મુકાય ઝાઝા, પુત્ર પિતાની નહિં રહે માઝા,
બહુ જન આવે બાઝમ બાઝા, ઝડાક, અડાક, બડાક. નથી૦
ચોરે ચોરે ચોવટ કૂટે, તડાક દઈને જ્ઞાતિ તૂટે,
સગાં સંબંધીનાં શિર ફૂટે, ધડાક, ફડાક, કડાક .... નથી૦
સગાં સંબંધી વાટે ઘાટે, ગાળો ભાંડે મોઢે ફાટે,
પટેલ થઈ એસું હું પાટે, ખટક, અટક, તટક... ... નથી૦
વહુ દીકરીના થાયે વારા, પાણી ભરતાં પણ રહે ન્યારા,
ઉપડે એમ થતાં પગ મારા, ચટક, બટક, લટક ... નથી૦

નથુરામ.

---

વરતો સમયને વિચારી રે-હાં-સમય તણી બ્હેની! બલિહારી;
કુંજ ખીલી કુસુમ કળી જે સાંજ પડે કરમાય,
ચોઘડી ચળકી ચંદ્ર ગગનમાં ઝાંખો ઝટ થઈ જાય—
એ તો બ્હેની૦

ડાહ્યાભાઈ.

---

૧૮૨

કાયા કાચો કુંભ છે જીવ મુસાફર પાસ
ર્‌હારો ત્યાંલગી જાણજે, જ્યાંલગી શ્વાસોશ્વાસ.
સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઈએ,
રાખે જેવી રીતે રામ, રંગે તેવી રીતે રહીએ........સદા૦
પીંપળ પાન ખરંત, હસતી કુપળીયાં,
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડીયાં.
નહિં જેવીને તેવી નિત્ય કોઈની નભતી જોઇએ,
દશાના ઢંગ ઋતુના રંગ જેવા દેખી લઇએ.......સદા૦
કદી મ્હોલાતો માળીયાં, કોમળ છપ્પર ખાટ,
કોઈ દિન એવો આવશે, ભુખ્યાં ન મળે ભાત...સદા૦

ડાહ્યાભાઈ ( વીણાવેલી. )

---

૧૮૩

આંખો ખોલી જો જીવ! આ દીસે દુનિયાં ફાની,
શાની જીંદગાની રોજ રહેવાની માની— આંખો૦ ધ્રુવ.
આ ધન ધામ મેડી મ્હોલને વાડી વજીફા,
ખંતે સાચવ્યાં અંતે થવાનાં ધુળ ધાણી— આંખો૦

અચિંતો દાબશે ટોટો અજલનો જો ફીરસ્તો,
કરીને લેને ભલાઈ એ જે છે સાચી કમાણી—આંખો૦
(ગુજરાતી-સૌભાગ્ય સુંદરી.)

---

૧૮૪

મસ્તક પર મરણ ઝઝુમે રે કોઈ સુજન સવેળા જાગો. ટેક.
તૃણ લીલાં વનનાં ચરે, પીએ નદીનું નીર,
ઓચિંતા ત્યાં કેસરિએ, ગ્રસ્યું હરિણનું શિર.— મસ્તક૦
બેશી આંબા ડાળીયે, કોયલ કરે કલોલ,
પળમાં પડી નીચે ત્રુટી, છૂટી દુષ્ટ ગલોલ.— મસ્તક૦
રમણીય ક્ષેત્રે ચુગતો મૃદુ હરિયાળી શાળ,
શુક પગ નીચે પારધિએ નાંખ્યો પાશ કરાળ— મસ્તક૦
ખાતાં પીતાં ખેલતાં ઉન્મત્ત થઈ સહુ કોય,
માયાની અંધારીમાં, નિકટ મરણ ના જોય— મસ્તક૦
આવ્યો કે આ આવશે, જોતાં જોતાં કાલ,
ચેતી સવેળા ધારવી, હરિ સ્મરણ રૂપ ઢાલ— મસ્તક૦
મરણ ડરી જેના ચરણને, સેવે અભય નિમિત્ત,
સત્વર ઘર ત્યજી અવર ઉફાંઘો, તે નર હરિપદ ચિત્ત—મસ્તક૦

સદુપદેશશ્રેણી.

---

૧૮૫

મન માયાના કરનારા રે, જરી જોની તપાસી તારી કાયા,
પુછી જોને તું પંડિત પુરાણારે, કોઇના અમર છે લેખ લખાણા.
કાચી છે કાયા આ માટીની માયા છે માટીના ખેલ બનાયા,
શાણા તો સમજી અલગ થયા, પણ બાળક બિચારા
લપટાયારે--જરી જોની૦

કમળ પત્ર પર જળ બિન્દુને સરી જતાં શી વાર,
શ્રાવણની જળભરી વાદળીઓ, [1]વીખરાતાં શી વાર;
જીવતર સમજવું તેવું, આખર ન લેવું દેવું,
જીવ જવું છે ખાલી હાથ,
અંતમાં પાપ પુણ્ય સંગાથ...... નથી૦

પંથી જીવ પામી ગયો, નરભવ નગર બજાર,
સોદાગર સમજી જઈ, કરો પુણ્ય વેપાર;
જીવ જવું છે ખાલી હાથ,
અંતમાં પાપ પુણ્ય સંગાથ ...... નથી૦

ડાહ્યાભાઈ.

---

૧૮૮

અજબ અતીશે જગની જુઓ માયા,
જાણી જોઈ ભલા, ભરમાયા— અજબ૦
સુખમાં સર્વે સ્નેહ બતાવે દુઃખમાં દૂર કરાયા,
માન મોહને મદ મમતાથી મોટા યોધ મરાયા—અજબ૦
અસ્થિર છે આ અનન્ત વૈભવો જેમ ક્ષિતિપર છાયા,
દાસ કબીર કહે રામ ભજન કરી કરજો પાવન કાયા—અ૦

કબીરવિજય.

---

૧૮૯

જગત છે આ જલ બુદ બુદના જેવું,
મનમોહક છે રૂપ રંગ પણ શું તેમાંથી લેવું ... જગત૦

---

**નોંધઃ**–વીખરાતાં તે બદલે વરસતાં હોય તો વધારે યોગ્ય કહેવાય. શ્રાવણ માસની વાદળી જેટલી ત્વરાથી વરસી જાય, તેટલી ત્વરાથી વીખરાતી નથી.

તન ધન મિથ્યા સાધન મિથ્યા,
સંકટ સઘળે સ્હેવું .... .... જગત૦
હોવાનું દુઃખ, ખોવાનું દુઃખ,
જોવાનું શું કહેવું .... ... જગત૦
નાચ નચાવે સૂત્રધાર ત્યમ,
વેષ ધરીને રહેવું .... ... જગત૦
લેવાની છે નીતિ પરંતુ,
કહાન ગમે નવ દેવું... ... જગત૦

કહાન.

---

૧૯૦

સ્પૃહા જગતમાં રાક્ષસી મોટી, જનનાં રક્તજ પીતી રે,
રાય રંક કોને નવ છોડે કોથી ત્રિભુવને બ્હીતીરે—સ્પૃહા૦
શબ્દ સ્પર્શ રૂપ રસનાં મિથ્યા, સુખ જીવને દેખાડે રે,
મંદ મતિ જીવ ગ્રહવા જાતાં, નાંખે દુઃખને ખાડેરે–સ્પૃહા૦
જાગ્રત્ કે સ્વપ્નામાં જીવને, ક્ષણ પણ તે નવ છોડે રે,
કલ્પના સૂચીથી પલ પલ ટોચી, રૂધિર પીએ અતિ કોડેરે–સ્પૃ૦
કદી કદી ઉર્ધ્વ ઉછાળે જીવને કદી પાતાળે ચાંપે રે,
કદી ટાંગી અધવચ્ચ ટટળાવે, કદી કરવતથી કાપે રે–સ્પૃહા૦
માયાવી તનુ રચી અતિ સુંદર જીવને કદી લલચાવે રે,
નિકટ જતાં મહા અગ્નિજ્વાળા, નાંખી પછી બહુ તાવેરે–સ્પૃ૦
જે જીવ જે વિધિથી લોભાયે, તે તે રૂપ તે ધરતી રે,
ત્રિભુવનને નિજ વશમાં રાખી, મસ્ત નિડર નિત્ય ફરતીરે–સ્પૃ૦

યોગભક્તિ રૂપ અસ્ત્ર થકી તે, ગતાસુ સહસા થાતીરે,
ગુરૂ અનુગ્રહ વિણ પણ ન ઉભયની, કલ્પે સિદ્ધિ પમાતીરે-
સદ્‌ગુરૂ ચરણ શરણ ગ્રહી જે જન, ગુરૂ વચને મતિ ધરતા રે,
સ્પૃહા તણો જય સહજ કરી તે, નિર્ભય જગે વિચરતારે-સ્પૃ૦

છોટાલાલ જીવનલાલ.

---

૧૯૧

(હે) ચિત્ત! વિકરાળ આ કાળના વક્ત્રથી,
દૂર રહેવાજ જો તું વિચારે;
વિશ્વ વિયુક્ત થઈ ઇશપદ પંકજે,
હોઇ એકાગ્ર સંલીન થારે.

ચરણતલ કાલનાં જો અધોદેશમાં,
જીવ દૃકને અગોચર જણાય;
ઊર્ધ્વ દેશો વળી શીર્ષ તદ્વત્ રહ્યું,
યોધ દુર્ધર્ષ એ કેમ હણાય.

પલ, ઘટી, પ્રહર, દિન, યામિની,
માસને વર્ષ, આયુષ એ અષ્ટ બાહુ;
અષ્ટ દિશ વ્યાપી ગ્રસતા સઉ પ્રાણીને,
રોહિણી રમણને જેમ રાહુ.

ક્ષિતિવિષે, જલવિષે, વહ્નિમાં, વાયુમાં,
વ્યોમમાં એક એવો ન ખંડ;
જ્યાં પ્રવર્તે નહિં અપ્રતિહતપણે,
સમય સમ્રાટ્‌નો રાજદંડ.

જઠરનો જાતવેદા તું આ કાળનો,
ભાળ કેવો દીસે ચંડ ઉગ્ર;

સ્મરણરૂપ થાય હોમાઈને જે વિષે,
સ્વલ્પમાં જીવ અનુભવ સમગ્ર.
ખડ્ગ અસિ, બાણ એ સમર સાહિત્યથી,
કાળ રહેતો નિરંતર અવધ્ય;
અમરપદ જો ચહે નૃહરિપદ ધ્યાનનું,
કવચ ધર ચિત્ત! તનુપર અવન્ધ્ય.

કૌશિકરામ વિઘ્નહરરામ.

---

૧૯૨

ઉડી મન! જા જગ બંધન તોડી— ધ્રુવ૦
રાક્ષસી માયા સ્વારથી કેરી,
મોહક જાળ વછોડી (હવે તો)
મોહક જાળ વછોડી, ઉડી મન જા!— ૧
ૐ તત્સત્ કેવળ નિર્ગુણમાં,
દે નિજ રૂપ તું જોડી (હવે તો,)
દે નિજ રૂપ તું જોડી, ઉડી મન જા!— ૨

(ગુજરાતી: કુન્દબાળા.)

---

૧૯૩

હે મન ભમરા, હૃદય કમળમાં પેસી હરિમય થાને,
ભવ મૃત્યુ જરા, જન્માદિ ભયથી તું સહજ ટળી જાને–ટેક
જોઈ ભવાટવી તું ભૂલ્યો છે, તન વૃક્ષ સરસ ગણી ફૂલ્યો છે,
થઈ લુબ્ધ વિષરસે ડુલ્યો છે— હે મન૦

ઇચ્છા અનુપમ રસની ધારે, તો આવ સુજન તરૂને ક્યારે,
જે સિંચાયાં છે બ્રહ્મ જળ ધારે— હે મન૦
તે તરૂફળ શબ્દ સરસ જો જેં, અનુભવી સર્વે સંશય ખોજે,
અર્થ રસ સ્વાદે તું સદા મ્હોજે— હે મન૦
તે અમૃત રસને નિત્ય ચાખી, તું તૃપ્ત થજે સ્થિરતા રાખી,
ના અન્ય મુખે કિંચિત્ ભાખી— હે મન૦
તને ગંધ તણી અતિશય ભુખ છે, તે હૃદય કમળમાં સૌ સુખ છે,
તુજ ઘર સન્મુખ જેનું મુખ છે— હે મન૦
સુખપૂર્વક કમળવિષે રહેજે, ત્યાં વિરમી સુગંધ સદા લેજે,
થઈ અમર નૃસિંહને આ કહેજે— હે મન૦

નરસિંહાચાર્ય.

---

૧૯૪

ઉડી જા તું ગાફેલ ગાભરા, તારે અંતરે શી આંટી રહી !
તારી પાંખ પ્રૌઢ થઈ હવે, યશ વાણીનો કવિયો કવે,
રહી રિદ્ધિ કર જોડી નવે, તોએ આ શી આસક્તિ રહી !—
ઉડી જા૦

આ તો જાળ સ્વાર્થની છે રચી, કામ ક્રોધ કોટ રહ્યો મચી,
ખોઈ શુદ્ધિ લાખ ગયા પંચી, પણ ખોઈ તે ફરી ના જડી—
ઉડી જા૦

નશો પ્રેમનો જે ઘુંટી પીએ, તેને રંગ નિત્ય નવા જડે,
તે બ્રહ્માંડમાં નિજાનંદ લે, એ ખુમારી તુજ નયને ચઢી—
ઉડી જા૦

છે તું અન્ય કોઇની શોધમાં ? તો તો ધૂળ પડી તુજ બોધમાં,
નિજરૂપથી બીજું શોધમાં, સર્વે એજ છે વિસર્યો અહીં,—
ઉડી જા૦

દેખે નારીમય કે સોને ઘડયું, કોઈ જીભ, લટ, નયને અડયું,
કોઈ ક્યાં અને કોઈ ક્યાં પડયું, પણ વાત તો કહીંની કહીં—
ઉડી જા૦

હતો બાલ તો સુધું ભાસતું, વધ્યાં વર્ષ જ્ઞાન મળ્યું ઉંધું,
પરભાવ–મન–બનીયું કુડું, મળે બાલપણ પાછું ક્યાં જઈ—
ઉડી જા૦

પોથી વિશ્વની ભણી ભુલ તું, પળીયાં છતાં બન બાલ, તું,
ખરી મસ્તી એ ખરૂં સુખડું, પછી પાપ પુણ્ય અડે નહિં—
ઉડી જા૦

મણિલાલ નભુભાઈ.

---

૧૯૫

સાધક શૂરા, જા જીતો તો મનરિપુ એકજ જીતો,
જેથી પૂરા, પંડિત ને દેવનો સમૂહ રહે બ્હીતો— ટેક.
મન માયાનું મૂળ જાણીને, કરવો નિગ્રહ ગતિ તાણીને,
ના વિકળ થવું બળ જાણીને— સાધક૦
નથી કાળ દિશા દુઃખ દેનારૂં, નથી પંચભૂત દુઃખનું બારૂં,
નથી કર્મ કલેશ આ કરનારૂં— સાધક૦
મન છાને જગ રચી દેખાડે, સુખ આશા દઈ બાંધી પાડે,
પછાતાં નાખે દુઃખને ખાડે— સાધક૦

દેવ દેવીને કો જન સાધે, હું બળીયો એમ વદી વાધે,
મન દેવનો દેવ ન આરાધે— સાધક૦
દેવેંદ્રને પણ મન દુઃખ દેછે, જેથી અંધ ઉર્ધ્વ સદા વ્હેછે,
જય તેનો કરવા ન કો ચહે છે— સાધક૦
રાગ દ્વેષાદિક ઉપજાવે, આ મન વિધ વિધ જીવને તાવે,
કો બળીયાને આવે દાવે— સાધક૦
મન વશ થતાં વશ સર્વ થશે, દુઃસહ આ જગદુઃખ સદ્ય જશે,
નરસિંહ ત્રિલોકે ધન્ય હશે-- સાધક૦

નરસિંહાચાર્યજી.

---

૧૯૬

સંકેલી વૃત્તિને વીરા બહારથીરે, રૂપ જોને પોતાનું,
સદ્દગુરૂના બોધેલાં શુભ હથિયારથી રે પામ પદ તું પોતાનું,
જોને રે પોતાનું રૂપ જોને પોતાનું, રૂપ જોને પોતાનું. (૨)

ઉપર છોડાં કાચલાં પણ ભીતર ટોપરૂં સાર,
રૂધિર માંસ અસ્થિમાં નિવસે, અખિલ જગતના આધારરે-રૂપ૦
પથરા માટી તણાં પડોમાં હીરો રહે છૂપાઈ,
નરતનુ ખાણે હરિ હીરો તેમ, રહ્યો હૃદયમાં લપાઇરે--રૂપ૦
નથી કસ્તુરી વનમાં, નગમાં, તુજ નાભિની માંહ્યરે,
નિકર શોધવું ત્યજીને પ્રિય મૃગ ! કાં વન વન ભટકાયરે- રૂપ૦
ધન બલ વિદ્યાદિ સુખદાતા, ચિંતામણિ તુજ રૂપ,
હૃદયેસરી તન્મય થઈ થાતું અનંત બ્રહ્માંડનો ભૂપરે-રૂપ૦
લોહ ન પણ તું સ્પર્શમણિ છું, રંક પણ ન તું રાય,
મૂર્ખ ન તું પણ જ્ઞાનસ્વરૂપછું, મૃતિથી ન તું પ્રતિ અવાયરે-રૂપ૦

રોગ દુઃખ દારિદ્ર ન તુજમાં, સર્વ તણો તું નાથ,
ભ્રમથી શિવનો જીવ થઈ બેસે, લમણે શીદ દઈ હાથરે-રૂપ૦
‘તત્ત્વમસિ’ કહે વેદ ગુરૂને, સત્ય ગણીને સધ,
અહંબ્રહ્મનો અનુભવ કરવા, હૃદયાકાશને મથરે-- રૂપ૦
દેહ કાશીમાં વિશ્વેશ્વરનાં કરી લઇને દર્શન,
દીપસ્પર્શી દીપ બની ટાળી દે, સંસૃતિ તિમિર અટન રે-રૂપ૦

સદુપદેશ શ્રેણી.

---

૧૯૭

એવું બતાવે કોઈ આજ, મને કોઈ એવું બતાવે;
જેથી આવે અભેદનું રાજ, મને કોઈ એનું બતાવે. ધ્રુવ.

મંત્ર અભેદ જપું અમો, પંથ અભેદ અભેદ;
ભેદ અભેદ વિષે ગળ્યા, એ અભેદ અમારો વેદ— મને૦

પ્રેમ પુણ્ય પરમાર્થ એ, વિવિધ નામ વિસ્તાર;
સ્વારથ સરણિ એ બધી, છે અભેદ અનામી વિચાર—મને૦

× × × ×

લાગે તો ઘડી એકમાં, ક્ષણમાં, પલમાં, આજ;
પ્રેમ પદારથ પારખે, તેને લાધે અભેદનું રાજ— મને૦

× × × ×

હુંમાં તુંમાં સર્વમાં અણુંમાં રજમાં એહ,
તું હુંમાં હું તુજમાં એ અભેદ વિના જુઠો નેહ — મને૦
હુંમાં તુંમાં એમ નહિં, હું તે તું, તું હુંજ,
હું તે સર્વ ને સર્વ હું, એવી ઉંડી અભેદની ગુંજ-- મને૦

× × × ×

હોય અભેદ ઉપાસી તે આવો ભેટો આજ,
તે સાચાં, હું તેમનો, બીજો પ્રેમ એ વ્યર્થ અવાજ— મને૦

મણિલાલ નભુભાઈ.

---

૧૯૮

આંસુડાં મારાં લુવે, એ મૂરતી કહો કોણ છે !
ચાલે જીગર પાણી થઈ એ રોકનારૂં કોણ છે !—આંસુડાં૦
જામો નિરંજન નામનો, હું પ્રેમનો ઘેલો ફકીર,
એજ જામો એ ફકીરી, ટાળનારૂં કોણ છે !— આંસુડાં૦
છે દુનીયાં ? તો નિત્ય હો; ના છે નહિં; તો શું જુઓ ?
છે ખરી ને છે નહિં:-એનો દિવાનો કોણ છે !—આંસુડાં૦
સાચો સદા છે પ્રેમ, જે શું દુનીયાં બાધી હરામ.
દુનીયાં પ્રેમે નથી, તો નીતિ રીતિ કોણ છે !—આંસુડાં૦
દુનીયાં પ્રેમે નથી પણ પ્રેમની દુનીયાં હજાર,
એ વિરંચિ, એજ વિષ્ણુ: એ વિનાનું કોણ છે !–આંસુડાં૦
એજ મારૂં નામ, એની શોધમાં ગુલતાન તાન,
દુનીયાં માનું ફના: એના વિના એ કોણ છે !— આંસુડાં૦
એની મઝા અંતર મને, કે જાણે કોઈ પ્રેમી જન,
પામ્યો હું કે પામ્યો નહિં એ પૂછનારૂં કોણ છે !–આંસુડાં૦
એજ આંસુમાં મણિ ! ભીની મીચી રહો આંખડી,
ખોલનારાં દૂર રહો, એ ઝાળ ઝીલે કોણ છે !—આંસુડાં૦

મણિલાલ નભુભાઈ.

---

૧૯૯

મહુલી મજાની પેલે તીર સંતો વ્હાલાં અનેરી
અમારી એ લગીર.

વૃક્ષો વેલડીઓ વાળાં કુમળાં ફળ ફુલ રસાળાં
લઈ જાઓ લ્હાવો એ લગીર—સંતો૦

મનની કંઈ મોજ મજાઓ ઉર સહૃદયનો કંઈ લાવો
લેવાને આવજો લગીર—સંતો૦

× × × ×

ઉડવાય સફર સૈયારી સુખ દુઃખની કંથા ધારી
આનંદ ઓર એ લગીર—સંતો૦

લગની સ્હેવા સ્હાવાની વિભુનાં ગીતડાં ગાવાની
લાગે તો આવજો લગીર—સંતો૦

લલિત.

---

૨૦૦

શરણાગતને નિભાવો, પ્રભુ સર્વ દોષ સમાવો.
કૃતિયો ન લક્ષમાં લાવો, પ્રભુ સર્વ દોષ સમાવો.

વિનય થકી વિનતિ અમે કરીએ, સન્મતિ નિત્ય બતાવો—પ્રભુ૦
જગદીશ્વર જગવંદ્ય દયાળા, દુઃખ સંકટથી બચાવો—પ્રભુ૦
દુષ્ટ વિકારો તણી જાળોમાં, વિભુ નવ અમને ફસાવો—પ્રભુ૦
સદા સદાચરણમાં અમારી, વૃત્તિ વિશેષ રમાવો— પ્રભુ૦
અવલંબન આધાર તમારો, સદ્ધર્મ કર્મ કરાવો— પ્રભુ૦
પ્રતિપાલન પ્રભુ નિત્ય કરો છો, તે ઉપકાર સ્મરાવો— પ્રભુ૦

કૃપાબ્ધિના કર ગૃહીને અમારાં, [1]કિલ્વિષ સર્વ હઠાવો- પ્રભુ૦
ભક્તિ થકી ભગવંત અમારૂં, ચિત્ત કદી ન ડગાવો- પ્રભુ૦
ક્ષમા કરી અપરાધ અમારા, ઉત્તમ માર્ગે ચઢાવો- પ્રભુ૦

ભોળાનાથ સારાભાઈ.

---

૨૦૧

દીનાનાથ દયાળ નટવર હાથ મારો મૂકશો માં
હાથ મારો મૂકશો માં, હાથ મારો મૂકશો માં— દીના૦

આ મહા ભવસાગરે ભગવાન હું ભૂલો પડયો છું
ચૌદ લોક નિવાસ ચપલાકાન્ત આ તક ચૂકશો માં-દીના૦

× × × ×

માત તાત સગાં સહોદર જે કહું તે આપ મારે,
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો માં— દીના૦

શરણ કેશવલાલનું છે ચરણ હે હરિરામ તારૂં;
અખિલ નાયક આ સમય ખોટે મશે પણ ખૂટશો માં-દીના૦

કેશવલાલ હરિરામ.

---

૨૦૨

મારી લાજ તમારે હાથે, નાથ નિભાવજો રે;
દીનાનાથ દયાળ દયા અદ્ભુત દર્શાવજો રે. ટેક૦

સંકટથી સોસાઉં મુરારિ, લેજો અંતર્યામિ ઉગારી,
હવે ગયો છું હારી, બાપ બચાવજો રે;— મારી૦

કર્મ કઠણ માઠા ગ્રહ બેઠા, હાથ પડયા છે હમણા હેઠા;
પરમેશ્વર કયાં પેઠા, પણ પરખાવજો રે— મારી૦

---

[1] પાપ.

અહિત અને હિતમાં અણસમજુ, કૃત્યાકૃત્ય વિષે શું સમજુ?
ભજું તજું શું ? માધવ માર્ગ બતાવજો રે— મારી૦

કેશવ હરિ હેતે સંભારૂં, પ્રભુ! પદ હોય હજી જો ખ્યારૂં,
મંગલ કરવા મારૂં, અંગદ આવજો રે— મારી૦

કેશવલાલ હરિરામ.

---

૨૦૩

તૂટચો મારો તંબુરાનો તાર,
ભજન અધુરૂં રે, રહ્યું ભગવાનનું— તૂટચો૦

એક તૂટતાં બીજા રે તાર અસાર છે,
જીવાળીમાં નહિં હવે જીવજી ;
પારા પડયા પોચા રે, નખલીયું નામનું—તૂટચો૦

તરડ પડી છે રે બાત્તલ તુંબડે,
લાગે નહિં ફૂટી જતાં વાર ;
ખૂટીનું ખેંચાવું રે, કાંઈ ન કામનું— તૂટચો૦

રંગ ચડેલો કાચો રે, કહો તે કેમ રહે?
ઘોડી ઘણી પોચી પડી જાય ;
ખેલ બગડતાં પાસો રે, ભાન ન તાન્નું–તૂટચો૦

સ્વર મેળવીએ શેમાં રે, તાલ બેતાલ છે,
ઢોલકમાં પણ કાંઈ ન ઢંગ ;
બંધ થયું છે બારૂં રે, હરિ રસ પાનનું—તૂટચો૦

ખરચી હવે ખૂટી રે, બૂટી હવે બીજી નથી,
હરિ હવે ઝાલો તમે હાથ ;
કહું છું કામ ન મારે રે, ધન જન ધામનું–તૂટચો૦

કેશવ હરિની કરણી રે કોઈ ન જાણી શકે,
વાણી મન પાછાં વળી જાય;
બળ ચાલે નહીં એમાં રે, મહા બળવાનનું–તૂટચો૦

કેશવલાલ હરિરામ.

---

૨૦૪

તારવા તમે પ્રભુ સમર્થ છો, જેવો છું તેવો—— તારવા૦
અવગુણ દોષો અપાર નાથ છે અમારા,
દયા કરી તારો તો તારવા સમર્થ છો—— તારવા૦
યોગ્યતા નથી તથાપિ આશ રાખું છું તમારી,
દીન જાણી પાળો તો પાળવા સમર્થ છો—— તારવા૦
મુક્તિ પદ માગવાની હામ કેમ ચાલે મારી,
કૃપા કરી આપો તો આપવા સમર્થ છો—— તારવા૦
કરૂણા નિધાન નામ નાથ છે તમારૂં માટે,
પાપ તાપ કાપો તો કાપવા સમર્થ છો—— તારવા૦

ભોળાનાથ સારાભાઈ.

---

૨૦૫

દીનનો દયાલ છોડી કોને શરણ જાઉં—ધ્રુવ.

માત તાત જાણી પ્રભુ, ચરણ પ્રતે ધાઉં;
પામીને પ્રસાદ પૂર્ણ, કૃતિ કૃતાર્થ થાઉં— દીનનો૦
નીતિ ભક્તિ રૂપ પુણ્ય તીર્થમાં હું નાહું;
પરમ ઈષ્ટ બ્રહ્મની, હું સ્તુતિ ગુણ ગાઉં— દીનનો૦

પ્રભુ કૃપા નિધાનની હું પૂર્ણ કૃપા ચાહું;
સંકટ સમય નાથ પલ્લવ હું સાહું-- દીનનો૦
નમી નમી પરાત્પરા હું ચરણ તારે આવું;
પ્રેમ પુણ્ય અંજલિ, પ્રભુ પદે વધાવું— દીનનો૦

ભોળાનાથ સારાભાઈ.

---

૨૦૬

અમર કરી લેને માનવ દેહ ધરી, પ્રેમથી કરી,
હરી રસ ભરી......અમર૦
નાહક આ તક અણમોલી જાશે, સમજ તું જરી,
સમજ તું જરી......અમર૦
કાચા સુતરને તાંતણે જો બાંધી આ જીંદગાની છે,
દરિયા તણા મોજા સમી તું જૂઠી જાણ જુવાની છે,
અણધારી ઓ અજ્ઞાની! જો આ આંખ બંધ થવાની છે,
અંતર તણી સહુ આશ અંતરમાં સમાઈ જવાની છે;
માટે ભજ હરી હરી ભજ હરી હરી ભજ હરી...અમર૦

નવલ કુસુમ.

---

૨૦૭

ભરી માયા જગતમાં ભારી
પ્રભુ તારી, પ્રભુ તારી, પ્રભુ તારી,...ભરી૦
વેદ ન પામે ભેદ વરણતાં
શેષ જાય હારી,
અતિ ચમત્કારી પ્રભુ તારી.... ... ....ભરી૦

કે'તાં તુજ કુદરતનો મહિમા, વાણી જાય હારી,
વિશ્વ વિહારી પ્રભુ તારી.........ભરી૦

અલ્પમતિ હું કેમ ઉચરતાં, ધીર શકું ધારી,
મનહરનારી પ્રભુ તારી ... ... ... ભરી૦

નથુરામ.

---

૨૦૮

પ્રિયતમ મારે હૃદય કમલ જોઉં સખી રી,
પ્રકટ જોઉં સખીરી-- પ્રિયતમ૦

અદ્દભુત સુંદર સ્વરૂપ લાજે-ભાનુ શશી રી,
જોઈ તત્ક્ષણ ભવદુઃખ વિસરી, સુખથી હસી રી,
સદા હું સુખથી હસી રી,—પ્રિયતમ૦

નિર્નિમેષે હું જોઉં, ન તો એ, તૃપ્તિ થતી રી,
ભૂલી હું ખાનને પાનાદિ ભોગો કાળની ગતિ રી,
ભૂલી હું, કાળની ગતિ રી,—પ્રિયતમ૦

સંયોગ આનંદ સરોવરીએ, સદ્ય બુડી રી,
આધિને વ્યાધિના અગ્નિની ભીતિ, ઉરથી ઉડી રી,
ભીતિ આ ઉરથી ઉડી રી,—પ્રિયતમ૦

ઝરમર ઝરમર વૃષ્ટિ થાતાં, શમતી ધૂલિ રી,
પડતાં નાથની નયન [1]રશ્મિ, કામના ડુલી રી,
દૃશ્યની, કામના ડુલી રી,—પ્રિયતમ૦

---

૧ કિરણ.

કાળના કાળ શિરે પતિ રાજે, શ્રી નૃહરિ રી.
નિર્ભય નિઃશંક વિશ્વમાં વીલું, સુખમાં ઠરી રી,
અચલ હું, સુખમાં ઠરી રી–પ્રિયતમ૦
સદુપદેશશ્રેણી.

---

૨૦૯

થાજો થાજો, આજ પ્રસન્ન, કરૂણાકરી,
શુભતમ સમય શુભતમ આશિષ,
દઈ દેજો ઇપ્સિત, વિઘ્નો હરી;.... ...થાજો૦
ધન્ય થયાં અમ જીવન આજે
દો દર્શન હવે સદ્ય, હૃદયે વિચરી........થાજો૦
પાજો, પાજો, જ્ઞાનામૃત વિમલ ઝરી
આપજો દુઃખ સમયે ધૈર્ય સબળું
ક્લેશ ન અનુભવે મન સુખમાં રમે....થાજો૦
ધાજો ધાજો હે તાત! વિપત્તિ સમે
સ્હાજો, સ્હાજો, અમ હસ્ત ભવ દરીએ
સાધન નૌકા કાણી અમારી,
વિકટ ઉદધિથી નાથ! કેમ તરીએ........સ્હાજો૦
આપ થજો અમ નૌકાના પતિ
તરી જઈ જેથી સદ્ય, લક્ષ્યે ઠરીએ; સ્હાજો૦
રાજો, રાજો, હૃદયે ઈશ! સાધકતા,
મલિન તથાપિ પવિત્ર કરીને,
નિવસજો હૃન્મૂર્ધ, ઉપાસના; રાજો૦
આપ સ્વરૂપે અભિન્ન કરજો,
શુણીને આજે પ્રલાપ યાચકના રાજો૦
મહાકાલ.

---

૨૧૦

પ્રભુ અભય દઈ ભય હરજો,
ભવ દવ અનલ શમન કરી સહુનો,
શાંતિ થકી મન ભરજો— પ્રભુ૦

શરણાગત બલહીન દીન અમને શિશુ ગણી અંકે ધરજો,
જ્ઞાનપયે મતિ મનને પોષી, વત્સલતા વિસ્તરજો—પ્રભુ૦

વિકટ આ વિશ્વ પ્રયાસે સતત કર ગ્રહી સંગે ફરજો,
દુર્ઘટ કષ્ટે હૃદય ધરીને, આશ્વાસન અતિ કરજો—પ્રભુ૦

પ્રતિક્ષણ વિહિત કૃતિને સધાવી, પ્રમાદહીન ધૃતિ દેજો,
જનિમૃતિ[1] હરી [2]સંસૃતિથી સત્વર ઉગારી અમને લેજો-પ્ર૦

દૃશ્યે રમતાં, સ્થળ સ્થળ ભ્રમતાં, સહુમાં આપ જણાજો,
ઈંદ્રિય દમતાં અંતર શમતાં, આપ સહાયક થાજો—પ્રભુ૦

આયુષ અવધિ આવ્યા પૂર્વે આપ ચરણ દાખવજો,
દુર્ગુણ દોષ દહી નરહરિ પ્રભુ કુપુત્ર આ પાલવજો—પ્રભુ૦

સદુપદેશશ્રેણી.

---

૨૧૧

પ્રકટ પ્રભુ! તુજ પ્રકટ પ્રભુતા
અજપ ભરે ઉજ્જ્વલ રસમયતા— પ્રકટ૦

બુદ બુદ શા અમ ભવ બેડલીયા
ડગમગતા તુજ શરણે શમતા— પ્રકટ૦

---

૧ જન્મમરણ. ૨ સંસાર.

પરમય પ્રિયમય અકલિત ઘટના
સતત વહી રહે લલિત લીલા આ— પ્રકટ૦

પરમ કરે કલ્યાણ જગતનું
તુજ કરૂણાની સરળ કલા આ— પ્રકટ૦

લલિત.

---

૨૧૨

મ્હારાં નયણાંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં ઝાંખી કરી.
શોક મોહનાં અગ્નિરે તપે, ત્હેમાં તપ્ત થયાં!
નથી દેવનાં દર્શનરે કીધાં ત્હેમાં રક્ત રહ્યાં.
પ્રભુ સઘળે વિરાજેરે સૃજનમાં સભર ભર્યા:
નથી અણુ પણ ખાલીરે, ચરાચરમાં ઉભર્યા.
નાથ ગગનના જેવારે, સદા મ્હને છાઈ રહે:
નાથ વાયુની પેઠેરે સદા મુજ ઉરમાં વહે.
જરા ઉઘડે આંખડલીરે, તો સન્મુખ તેહ તદા:
બ્રહ્મ બ્રહ્માંડ અળગારે ઘડીયે ન થાય કદા:
પણ પૃથ્વીનાં પડળોરે, શી ગમ તેને ચેતનની?
જીવે સો વર્ષ ઘૂવડરે, ન ગમ હોયે કંઈ દિનની.
સ્વામી સાગર સરિખારે, નજરમાં ન માય કદી:
જીભ થાકીને વિરમેરે, વિરાટ વિરાટ વદી.
પેલાં દિવ્ય લોચનીયાં રે પ્રભુ! કયારે ઉઘડશે?
આવાં ઘોર અન્ધારાંરે પ્રભુ! કયારે ઉતરશે?
નાથ એટલી મરજીરે, ઉઘાડો જડ પડદા:
નેનાં! નિરખો ઉડેરૂંરે, હરિવર દરસે સદા.

આંખ! આળસ છાંડોરે, ઠરો એક ઝાંખી કરી :
એક મટકું તો માંડોરે, હૃદય ભરી નિરખો હરિ.

ના. દ. કવિ.

---

૨૧૩

દયા સિંધુ તારે બારણે પુકારૂં દીન બાલ,
દીન બંધુ તારે બારણે પુકારૂં દીન બાલ ... ... દયા૦
દિન ઉગે વળી સાંજ પડેરે, વેગે વીતી જાય કાળ,
અજ્ઞાની સમજું નહિંરે, કરો પ્રભુ તમે પ્રતિપાળ ... દયા૦
ક્ષમા કરો પાપની પ્રભુરે કીધાં જે આજ પર્યંત,
હવે ફરી ફરી નહિં કરૂં રે તારો મને ભગવંત ... દયા૦
તારો તારો પ્રભુ તારો મનેરે તારો ત્રિભુવન નાથ,
ભવસાગરમાંહિ ભમું છું કૃપા કરી ગ્રહો હાથ .... ... દયા૦

ભોળાનાથ સારાભાઈ.

---

૨૧૪

એક ફક્ત તારો છે આધારરે કિરતાર મારે,
ભજું સદા સચ્ચિદાનંદ ન્હાય તે તારે કે મારે—એક૦
મરવું નક્કી છે માનવી ફોકટ પડોછો પાપમાં,
સમજુ થઈ શીદ ઉતરો સંસારના સંતાપમાં;
બાંધે હવામાં બાપડા પાપી બરફનાં માળીયાં,
કાળનો ઉકળાટ થાતાં હાય વ્હેતાં ચાલીયાં ;
મારે તો શ્રી પ્રભુનું નામ છે સદા સાચું,
પ્રભુ પ્રભુ તું ખરો ને અન્ય સર્વ છે કાચું-- એક૦

ડાહ્યાભાઈ.

---

૨૧૫

અમે વેરાગી વેરાગી, જનમના વેરાગી વેરાગી,
રામ નામ અચલ ધુન લાગી-- જનમના૦

આવ્યા પંડે જાવું પંડે, મિથ્યા વચલી બાજી;
પ્રેમ ધરો શા ઉપર સંતો ! ઘડી ભાગે ઘડી સાજી !--,
જનમના૦

પ્રેમસ્થાન પત્નીનું મો'ટું, કષ્ટ રૂપ પુઠ લાગી;
માત તાત પણ સ્વારથ સાધે, ઠોકર છેવટ વાગી !–જનમના૦

ભીતર દાઝયું કોણ રૂઝાવે, કોણ બતાવે સાચી !
ધૂળ ઉપર લીપણ કેમ લાગે, એ ગત સંતો કાચી !–જનમના૦

મિત્રો સ્નેહી સંબંધી સર્વે, પોતે પોતાનું તાણે;
મનની મનમાં રે', નવ સમજે, ને મૂરખ પરમાણે–જનમના૦

આત્મ ભાવ સઘળે કરી લોભાઈ, આત્મારામની પ્રીતિ;
એજ ખરો અનુભવઃ પછી માયા, કાળું ધોળું ભલે કે'તી !-
જનમના૦

ઘર સાચવતાં હરિ પદ સેવો, એમ કહે કોઈ રીતિ;
હરિપદ બાંધ્યો અવર ન દેખે, કયાં ઘર કયાં એ નીતિ !—
જનમના૦

રાગીને નવ રાગી જાણો, રાગી ખરા વેરાગી;
રાગ વિરાગ ન એક લહો મન, તેજ ભિખારી વેરાગી—
જનમના૦

અવિચલ નિર્મલ રામ અમારો, એજ પરમ પ્રીતિ ઠામ,
લોક ભલે મણિ પથ્થર જાણે, એનું લેશ ન કામ– જનમના૦

મણિલાલ નભુભાઈ.

---

૨૧૬

રે અમે તો સાધુડીયાં, બાપુ, અમે તો સાધુડીયાં
સરળ હૃદયનાં સંગી રે, સંગી રે, એક રંગી—રે અમે તો૦

આળાં અંતરિયાંવાળાં, કાલાં ઘેલડીયાં વ્હાલાં
ભોળાં બાલુડિયાં દિલનાં રંગીરે રંગી રે રંગી એક રંગી–રેઅમે૦

સુખિયાં નીરખી રીઝનારાં દુઃખિયાં તો દેવ અમારાં
ભૂખ્યાં ઓછપનાં ઉરનાં અંગી રે અંગી રે અંગી એક રંગી
રે અમે૦

લલિત.

---

૨૧૭

તુજ ગુંજ ઘંટા ! ગુંજજે,
ઝંકાર તુજ ઝંકારજેઃ
આકાશમાં તોફાન, ઘનના ભાર છેઃ
વળી ધુમ્મસે ઘેરેલ તેજ અમ્બાર છેઃ
અયિ ! કાલના સાગર વિશે શમ્યું વર્ષ ઉંડી રાત્રિમાં,
કંઈ ગુંજ, ઘંટા ! ગુંજ તુજ ગુંજાર તે વર્ષાન્તના.
જઈ દૂર ગુંજ પુરાણને
નવલું કશું અહીં ગુંજજે
હિમ પારથી અયિ ધન્ય ઘંટા ! ગુંજજેઃ

વળી વર્ષ વીત્યું; વીતવા દે વ્યોમમાં,
ગુંજી જજેજ અસત્ય ઘંટા ! ગુંજ સત્યની ગુંજના ;
કરી વિશ્વને સૂનાં સૂનાં ચાલ્યાં ગયાં,
જે પ્રિય હૃદયમાં મન્દતા મૂકતાં ગયાં,
તે મંદતા લઈ ઉડજે મંગલમયા.!
ધનવન્તને ધનહીનના કંકાસ ગુંજી કહાડજે,
મનુકુલમાં તુજ સાન્ત્વનાના ગુંજનો ગુંજારજે

× × × ×

અન્તર અયિ ! વિકસાવજે:
કરૂણા ભર્યા કર લાવજે
વડું વીરમંડળ શૂર સ્વતન્ત્ર સુહાવજે:
ગુંજી જજે આ દેશના અન્ધાર ઘેરી રાત્રિના
ગુંજારજે શુચિરંગ તેજ સુહાગ વિશ્વ વિધાત્રિના.
અયિ ગુંજ ઘંટા ! ગુંજ તુજ ગુંજાર તે,
ઝંકાર પ્રભુ મન્દિરના ઝંકારજે;
મનુબાલ મંગલ મંગલાથી જગાડજે;
તુજ ગુંજનો અહ ! ગુંજ મંજુલ ભાવ દેવ પ્રભાતના
ઘંટા ! અમારા ભુવનમાં સંગીત ગાજે તાતનાં.

ના. દ. કવિ.

---

૨૧૮

ઉજ્જવળ કળી ખીલો, હૃદય કમળ ઉજ્જવળ,
સદ્‌ગુણ પરિમળ પ્રસરો વિમળ !,..............ઉજ્વળ૦

પૂર્ણ કળાએ, આ મંડળ સુહાવો;
પામી હો ઉદય વિદ્યા-સૂર્ય સબળ ! ...........ઉજ્વળ૦

સ્વતંત્રતા રસે, સ્વદેશિને તે,
તંન મન ધન રસી, ખરચો, એ પુષ્કળ ! ....ઉજ્વળ૦

હરિલાલ ધ્રુવ.

---

૨૧૯

અમે તો આજ તમારા, બે દિનના મેમાન,
સફલ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન-અમે૦

આવ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન ;
પાછા કોઈ દિને નહિં મળીએ, કયાં કરશો સન્માન ?-અમે૦

સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન ;
સંપી સદ્ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન— અમે૦

લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન ;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન—અમે૦

કેશવ હરિયે કરૂણા કીધી, ન ભમો ભૂલી ભાન ;
તત્વે તાન રહે છે તેને થાય ન જરીએ જાન— અમે૦

કેશવલાલ હરિરામ.

૨૦૫૨૬

